# વેહમ-ઓ બેરહેમ !

[એક વારતા.]

ખાસ ફરમાશથી લખનાર—દારાં ખુરશેદજી ર. ડાકટર.
તે
'ભુંડા-પણ ભરથાર' 'પ્યાર-એક પાહાડ' 'બૅરોનેટની બેટી'
'દીલનો ગુવાહ દીલ' તથા 'જુદાઇનો ધા' ઇત્યાદી
વારતાઓનાં લેખક.

છપાવી પ્રગટ કરનાર—મી૦ આર. ફ્રામજી.
(દીલે આરામ માસીકનાં અધીપતી અને માલેક.)

ઈ. સ. ૧૯૨૦.

કીંમત રૂ. ૧॥.

આ પુસ્તક મી૦ રતનશાહ ફરામજીએ મુંબઈ ક્રાફર્ડ મારકીટ મધેથી પ્રગટ કર્યું છે, અને મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ બજારગેટ સ્ટ્રીટ, કોટ મુંબાઇ મધે આવેલાં પોતાના 'નવરંગ' પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે.

એક અતી લાંબી દુઃખમય માંદગી ઘણી સબુરીથી સેહવી

**સ્વર્ગની મીનોઇ શાંતીમાં પોઢેલાં**

મ્હારાં ભલાં, ભોળાં અને બાદશાહી

દીલનાં નેક માશીજી

**મરહુમ. બાઇ મીઠીબાઇ બાપુજી લાલકાકા**

કે જેઓની

છાતીમાં માત્ર દયા અને દીલસોઝી તથા

ધીરજનો અનમુળ ખજાનો સમાયલો હતો

અને જેઓ

મ્હારાં લખાણુ ભણી ઘણી દીલસોઝ ઉલટ

લેતાં હતાં તેઓની પવિત્ર યાદને અતી

ઘણાં ગમખ્વાર થએલાં દીલે

આ મ્હારૂં નાહનું પુસ્તક

અર્પણ કરૂં છું.

ઓ! પાક ખુદા—એ મ્હારાં નેકબખ્ત માશીજીનાં અશો

આતમાને હજારો હજાર શાંતી આપજો!

દારાં.

# દીબાચો.

" દીલ-આરામ " ના ગ્રાહકોને ભેટ તરીકે આપવા બાહર પડેલું આ એક બીજું પુસ્તક છે. જેવી રીતે ગયે સાલ "જુદાઇનો ઘા" નામની એક નવીજ પારસી સંસારી વાર્તા પેહલીજ વાર પ્રગટ કરી ભેટ આપી હતી, તેવીજ રીતે આ પણ એક છે. ફરક માત્ર એટલોજ છે કે **"વહેમ-ઓ બેરહેમ !"** નામની આ તમારા હાથમાં છે તે વાર્તા ઇંગ્રેજ સંસારનો પ્લૉટ ધરાવે છે. આ વાર્તા જો કે ઇંગ્રેજ સંસારની છે, તોપણ તેની રસીકતામાં પારસી સંસારી વાર્તાથી કોઇપણ રીતે ઉતરતી નથી. બલકે તે ઇંગ્રેજી પસોતની હોવાથી દીલ ધપકાવનારા બનાવોથી ભરપુર લખાઇ છે, અને તેથી તેના કસાયલા લેખક મી૦ દારાં ડોકટરની કલમની કલગીરમાં એક વધારાનો ઉમેરો કરી તેમની નામનામાં જેબ આપે એવી નીવડવાની વકી છે.

મી૦ દારાં ડોકટર એક શરમાલ એકમાર્ગી ઉધરતા જવાન ગૃહસ્થ છે. જેવણે પહેલ વહેલી " લેખણુ નીશાલ " ની શરૂઆત "દીલ આરામ" થી કરી હતી, શરૂઆતમાંજ-પનોતો પુત પાળણાં-માંથી ઓળખી કહાડી આ અદના સેવકે તેમનાં લખાણોની ઘટતી કદર કરી ઉપરા સાપરી તે પ્રગટ કર્યાં હતાં. આજે મી૦ દારાં ડોકટર રસીલી સીરયલો લખવામા જાણીતા થઇ પડયા છે-કારણ કે અનેકો એમની વાર્તા પોતાને ત્યાં પ્રગટ કરવા આતુરતા બતાવે છે, જે તેમણે માનભર્યું છે. હાલમાં પણ એજ નવા વાર્તાનવેશની એક અડંગ સીરયલ નામે " બેરોનેટની બેટી " દીલ આરામના સફાઓ

ઉપર દોડે છે! અને તેને તેની પ્રસંસા માટે વાંચનારી આલમમાં નાનો જેવો એક હોહોકાર મચાવી દીધો છે!

લાંબી લચ પ્રસ્તાવના ચીતરવાના અમો હીમાયતી નથી તેથી ટુકું કરીશું. છાપાખાનાને માંથે હાલને કાલ એક સીહા વાદળ ઘેરાયલું છે. કાગળ, ટાઇપ, શાહી, મજુરી સઘલાંપર હદની પાર ડાત વલી ગયો છે! આ વાદલ કયારે વીખરાશે તે કલ્પી શકાતું નથી. સઘળાજ ચોપાન્યાંવાલાઓ અને પત્રકારો એજ રૂદન પાટલા રડે છે, છતાં આ મીસકીન "દીલ આરામે" કોઇ દહાડો એ વીશે અવાજ ઉઠાવ્યો નથી. ઘણો નહીં ને થોડે અંસે પણ વાંચનાર આ ભયંકર મોઘવારીની કદર સમજે છે. અને અમારે મુંગે મોહડેની સજુરીનો બદલો જેમ પરવરદેગાર બક્ષે છે તેમ વાંચક શોખીનોબી આપે છે તેજ અમને પરમ સંતોષ છે.—બાકી આજના વખતમાં ત્રણ રૂપરડીનાં લવાજમમાં, બાર અંક (પોસ્ટેજ ખરચ સુધ્ધાં) ઘર બેઠાં પુગાડવા—પતેતી ડબલ અંક બાહેર પાડવો—અને આ નોવેલ જેવી ઘરખમ વાત ની ચોપડી ભેટ આપવી એ કાંઇ કુલ્લી માંહેલા ગોળ જેટલો જીણો સવાલ નથી. આ વાર્તા, પોતાના કીંમતી વખતનો ભોગ આપી મી૦ દારાં ડોકટરે લખી, તેમજ તેના પ્રુફો વગેરેની બીનસ્વાર્થી મહેનત કરી છે તે માટે તેમનો ઉપકાર માનવાની ખાસ અગત્ય છે, તેમજ મી૦ અરદેશર દેશાઇએ પોતાના "નવરંગ પ્રેસ" માં તે સફાઇદાર રીતે છાપી આપવા માટે પણ આભારી છીએ.

મુંબઇઃ<br>એપ્રીલ ૧૯૨૦

આર. ફરામજી.<br>(અધીપતી)—"દીલે આરામ."

# મ્હારૂં પુસ્તક અને હું.



આ મ્હારૂં ત્રીજું પુસ્તક છે. ત્રીજાં સાલની વાત ઉપર 'ભુંડો પણ ભરથાર' નામનું એક અતી નાહનું પુસ્તક મેં મ્હારી ગીરેથી પ્રવરતાવ્યું હતું; ત્યાર કેડે દીલે આરામના બીજાં ભેટનાં પુસ્તક તરીકે મી. આર. ફરામજીએ મ્હારી લખેલી એક પારસી સંસારી વારતા પસંદ કરી તે ચોપડી રૂપે પ્રવરતાવી હતી, અને તે, એઓ ભાઇનાં જણાવ્યા મુજબ, ગુર્જર વાંચનારી શોખીન આલમ વચ્ચે કાંઇક્ર દરજ્જે વખાણ અને પ્રસંસા મેળવવા પામવાથી એ મ્હારા ભલા મીત્રે પોતાનાં જાણીતાં માહવારીનાં ત્રીજાં ભેટનાં પુસ્તકનો હવાલો પણ મ્હારી મીસકીન કલમને સોંપ્યો છે અને તેનાં પરીણામે વાહલા વાંચનારાઓનાં હાથમાં આજે આવી પડેલી આ મ્હારી એક તમામ નવી વારતાની ચોપડી છે. એ માટે હું તે માહનામી સાહેબનો ખચ્ચીતજ અહેશાનમંદ છું કે સાહીત્યના ક્ષેત્રમાં જોહમાવતાંની સાથે મને તે કૃપાળુ દાવરે એટલી ઉલટમંદ યારી આપી છે. તેમજ મ્હારા મીત્ર મી. રતનશાહ ફરામજીનો પણ હું કાંઇ ઓછો આભારી નહિ કેહવાંઉ કેમકે જો ખરૂં પુછો તો મ્હારી લેખક કારકીર્દીનું મુળ મંડાણ એ ભાઇના લાડકવાયાં દીલ આરામમાંજ શરૂ થયું હતું અને તે ઘણું શુભ ઘડીએ શરૂ થએલું હું માનું છું

કેમકે ત્યારબાદ અન્ય માસીકો અને અઠવાડીકોમાં મ્હારા લખાણો સહેલથી દાખલ કરવાને હું ભાગ્યવાન થયો છું.

મ્હારી છેલ્લી નોવેલ "જુદાઇનો ઘા" વાંચકોના આદરને પાત્ર થઇ છે, ને બેશક મને હરખાવનારૂં છે; પણ તે ઉપર એક ચોકકસ 'ગઇ કાલે જન્મી આજે સ્વર્ગવાસી થએલાં, એક બચ્ચાંનાં ચેડાં જેવાં માહવારી તરફથી જે હલકો કટાક્ષ તે સાંમે કરવામાં આવ્યો હતો તે વિષે હું લંબાણથી ચુનચેરા કરવા ચાહતો નથી. તે કેવે ઠેકાણેથી થવા પામ્યો હતો તે એક જાહેર બીના હોવાથી તેનાં ઉત્તરમાં કશું લખવાનું હું યથાર્થ ધારતો નથી.

આ વારતા ફ્રેન્ચ સંસારનું એક તમામ સાદું અને મન આકર્ષક ચીત્ર છે. બાપ તરફનો પ્યાર અને ભરથાર તરફની મોહબત એ બેમાં કોણ વધુ પ્યારૂં છે; શકમંદ માણસો બાઝે વેળા છતી આંખે અપંગ બની પોતાની અને પોતાની સાથ વાળાઓની સ્થિતિ કેટલી કફોડી કરી નાંખે છે, બલ્કે જીંદગી રદ કરી મૂકે છે તે આ નાહની વારતા દરમ્યાન ઘણી સુબોધક રીતે વર્ણવામાં આવ્યું છે.

આ વારતા સબંધી, પોતાનાં કીંમતી વખતનો ઘણો દીલાવર દીલે ભોગ આપી, બદલાની સહેજબી આશા વગર મ્હારા હંમેશનાં ભલાં અને પ્રાય મીત્ર મી. કેખશરૂ રતનજી કોયમેને મને જે ઉપયોગી મદદ આપી છે તે માટે એ રફીકનો આ ટાંકણે હું ઘણો ઉપકાર માનવાની રજા લઉં છું.

આ ટુક દીબાચો ખતમ કરતાં છેવટે ઉમીદ કરૂં છું કે પાછલા સફાઓ ઉપર રજુ થએલી આ વારતા જો મેહરબાન વાંચકો મોજ અને ઉમંગથી વાંચશે તો મ્હારી મેહેનતનો બદલો મળેલો હું સમજીશ.

ઘણી ઘણી સલામ સાથે

હું છું

તમારો નમ્ર સેવક,

દારાં ખુરશેદજી ર. ડાકટર.

# વહેમ—ઓ બેરહેમ !

## (એક વારતા.)

—:o:—

## પ્રકરણ ૧.

"ત્યારે, નિનેટ આવતી કાલે પરણેછ ?"

"હા; એક ખરી લાયક છોકરી. ખોદા, એના પરણ્યા સંસારમાં એને સુખ આપે. ઘણીજ અસરાફ ને નિરદોષ છોકરી—ખોદા એને જીવતી રાખે !"

"એને માટે ત્હમને ઘણું ઉચ્ચું માન છે, મેરમી વટૅ મ્હારે મનસે તો દુન્યાની એ એક સૌથી કંગાળમાં કંગાળ છોકરી છે—એક એવી કે જેને બિચારા આપરા ગધ્ધાઈ વછત્રું કરતા ભોળા પીએર લઇને પરણતી જોઇ હું દુ:ખથી બળી મરૂછ. કેવો ભલો ને ઉંચી મનોવૃતીનો તે છે, એ પીએર લરૂ; અને એવી નાંજ નખરાંથી ભરપુર, છાલકાં મગજની દુકતી પરણીને એ કાંય એની સુખી જીંદગીને દુ:ખી કરવા માંગતો હોશે ?"

"તું ઘણી ઘાતકી છે, રોઝ માયકલ," તે મારકેટ વુમને તેણીની સહીનો છેલ્લો અદેખાઇથી જલતો પરીઆરો સમજી લગાર ગુસ્સાથી કહયું. તે એક પાંચ છ અઘોર ઉમ્મરની અબળાઓનું ટોળું હતુ, જેઓ એક સુંદર ઉનાળાની સહવારે હાથમાં ન્હાની મોટી ભરેલી ટોપલી લઇ બજારનાં મોટા દરવાજા આગળ ત્હારી મ્હારી કરતાં ઉભાં હતાં. "તું એને ઘણો ગેરઇન્સાફ કરેછ," મૅર મીવર્ટે જારી રાખ્યું, "એ છેજ એવી નેક દીલની, મનઆકર્ષી લે એવી મધુરી કે મ્હારી સૌથી મોટી અજાયબી તો એ છેકે એનાં આટલાં બધાં વખાણનારાઓ અને ખુશામદ કરનારાં છે છતાં એ સેહજબી ચીબીચવિત્રી કે ખોટી મગરૂરીવાલી કેમ ઉધરી નથી."

"કોઇ ઘણાંજ હલકાં ખાનદાનની તો મુઇછ," રોઝ માયકેલે અદેખાઇથી જળતાં જીગરે, તેણીને મીવર્ટનો જવાબ ન ગમ્યાથી, ફ્ફડાત કાઢ્યો. "રાંડનાં બોલવાનાં ને ચાલવાનાં તો સકારબી નહિ મળે. હું તો નક્કીજ માનુંછ કે બિચારો પીયેર લરૂ એનો ખેંચાણ કરનો ચહેરો જોઇનેજ એના ઉપર લોભાયોછ; પણ ખરો કમનસીબ શખ્સ તો એજ છે કે જે બાહરની ચાઇચાઇ પર લોભાઇ બાતેનની પુરી પરીક્ષા કર્યા વગર એક નાદાન ચીબાવલી જવાન પોરીને પરણેછ."

"બરાબર છે, બરાબર છે," એક બીજા નવા અવાજે તે ટોળકાંમાં ઉમેરાતાં કહ્યું. "તું તદન ખરૂં બોલેછ, રોઝ નિનેટ એ દુકતાનું ભવિષ્ય ઘણું કમનસીબ બનાવી મેળશે. હું એની માયને ઓળખતી'તી. એ છોકરીબી એની માયના જેવી છે. એ ઘણી ખુબસુરત હતી. અરે, ખુબસુરત શાંની? ફકત દેખાવડી. કોઇ

સારાંને આબરૂદાર ફેમીલીની એ છોકરી હતી, એ નિનેટની મા. પણ ચવીત્રીને સ્ટેજનો ભારે ચસ્નો હતો; અને એક વખતે પારીસ નાહસી ગઇ—"

"હા, હા, એ વાત તદન ખરી છે, અમે લોકોએભી સમજેલું," તે ટોલકાંની કેટલીક જણીઓ સામટી બોલી ઉઠી.

"આહ, વેલ તુમે બધાં જાણોછ તેમ એ પાછી પારીસ ફરી હતી બધા ચેહેરાનાં ફેરફાર સાથે," તે નવીએ ચાલુ રાખ્યું; "અને અંહી આવીને નિનેટનો જન્મ થયો. મ્હારા સીવાય તે વખતે એની મદદે જનારૂં કોઇ નહિ હતું, અને ફકત દયાને ખાતર મેં એની એ નાજુક હાલતમાં એની ચાકરી કીધી. ડીયર હાર્ટ, એ એનાં બચ્ચાંનાં જન્મ પર કેટલી બધી રડી હતી—કેવાં ગરમ આંજુઓ એ બિચારીએ ખેરવ્યાં હતાં. મેં એને ધીરજ આપી અને પછી એને બધી એની કાહણી મને કહી. એને કોઇ જાણ્યા અજાણ્યા સાથે, બે ચાર દીવસની દોસ્તીમાં લગ્ન કીધાં હતાં. અને ખરી આતુરતાથી તે આવશે અને પોતાનાં બચ્ચાંને તે મળશે એવી આરજુ કરવા લાગી. બળ્યારે તે દહાડાઓ!" તેણીએ કપાળ કુટી કહ્યું; "એને એવા માહેતમપોષીમાં કાહરયા'તા કે દુશમન કોઇને નહિ બતલાવે. તે બીચારી દીવસો જતાં બધી નખાતી અને જુર-પંજુર થતીજ ગઇ ને આખરે તેનાં અને તેનાંજ ટવલાટમાં મોહતનાં બીછાણે આવી સુતી."

"પણ ત્યારે શું પેલો નહિજ આયો કે?" કેટલીકોએ ઉસ્કેરાઈ પુછ્યું.

"નહિ, મુવો નહિજ આપો; અને આખરે તેનાં અને તેનાંજ મરતી ખેંચાતી જબાંને પોકારો કરી તે બિચારી માર્ગે લાગી ગઈ. એક કેવી સુખી, રંગીલી જીંદગી અને ફૂકટ એવા નીચ માણસ ખાતર તેનો કેવો કંગાળ, સંતાપજનક અંત! હા, પણ એવું તો દુન્યામાં ચાલુ થતુંજ આયુંછ અને થયાજ કરશે."

"પણ શું એ ખરેખરી પરણેલી હોશે?"

"અરે, હારે." નિનેટની માની કમનશીબ કાંહણી કેહનારીએ છાતીએ હાથ દઈ જવાબ દીધો. "મેં એની વેડીંગ રીંગ સૌ જોઇ'તી. હું એ બાબદમાં તો ઘણીજ સુગાત્રી છેઉં, તેથી મેં તો કાંઈ દજન વખત ખરી ખંખારીને પુછેલું હતું. તે એ હંમેશાં ગંભીરમાં ગંભીર સોગંદ ખાઇને કેહતી હતી કે એનાં કાયદાસર લગ્ન થયાં હતાં. ગરીબ બિચારી, એનાં નશીબમાં એટલું સોસ્વાનું હોશે તે સોસીને પોંહતીબી થઇ ગઇ."

"પણ પછી એનાં એ કેહવાત્તા વરે કાંઈ નિનેટને માટે કીધું'તું કે? નિનેટને પોતાની પાસે રાખેલી કે?"

"ઓ, નહિ રે, કોઇ ખરો કસાઈ! જાણે લાગણી જેવી ચીજજ તે પત્થરના હૈયાંનાં બાપમાં નહિ હોય એવું લાગેછ. એની બિચારી મમાઇએ એને ઉપારીને મોટી કીધી એ ઘણીજ છાલકાં મગજની ખોટી રીતની કેળવણી લઇને ઉઘરી નીકળીછ. હું ખરાં જીગરથી ખોદા પાસે માંગુંછ કે એની જીંદગી બી એની માયનાં જેવી કંગાળ અને થોકડોથી ભરપુર નહિ બને!"

"અને હુંબી ખરા જીગરથી ઇચ્છુંછ કે પીએર લરૂ નિનેટ જેવી છોકરી પરણવામાં એક જીંદગી ભરની થોકડ ખાતો નહિ હોય," અદેખી રોઝ માયકલે ભારે ખીજવાતથી કહયું.

"ખચ્ચીત, લરૂની ઘણી દયા ખાવા જોગ અવસ્થા છે," એક બીજીએ કહયું, "એ છેજ એવી નાજો નખરાંથી ભરપુર કે પીએર જેવો નબળાં મગજનો માણુસ એનો શીકાર બને એમાં કશું નવાઇ જેવું લાગતું નથી. એ એક ઉડતુ પતંગ્યું છે, જ્યારે પીએર તો એક ખરો સ્થિર મગજનો આબરૂદાર જવાન છે. રખે, એ નાપાક એની સુખી જીંદગીમાં એને પરણીને સડો નાંખે!"

"હારે, પેટબરીઓ, ત્હમુને બધાંને પીએર લરૂનુંજ લાગેછ નિનેટ બીચારી તો જાણે એક જીગર વગરનું પુતળું છે!" મેર મીવર્ટનું છેક પાકી આવવાથી તેણી ભારે ફફરાતથી બોલી અને પછી તે ટોળકામાથી છુટી પડતા ઘણાં ઉશકેરાયલા અવાજે વધાર્યું, "ઘેરમાં ઉસ્સા જેવી છોકરીઓ રાખેલી છે તે નિનેટને બદલે એકેકી લરૂનેજ વેચાતી કાંય નહિ આપતાં?" અને તે ત્યાંથી જતી રહી.

"હશ! સામેથી નિનેટ પોતેજ આવેછ!"

અને તે નિંદાખોર જીભલીઓ ચુપ થઇ ગઇ—એક સુંદર તાજા ગુલાબનાં ફુલ જેવા ચહેરા અને સીધ્ધા પટલાં એક વેળા મીસાલ શરીરની સુંદરીને તેઓ ભણી આવતી જોઇ તે બધીઓએ તેઓનાં ટાહેલાં બંધ કર્યાં; અને તેણી કોઇને હસીને બાઉ કરતી તો કોઇની આગળ જરાક વાર ઉભી રહી ટાહેલાં કરતી તે ટોળામાં ભેળાઇ.

તે ટોળાંની કેટલી જણીઓએ થોભર ચઢાવી, તેણીની નીરદોષ સલામનો જવાબ કર્યા વગર ત્યાંથી એઅદબીથી ચાલવા માંડયું, જ્યારે બીજીઓ–માયકલ સીવાય–કાંઇ મન વગરની વાતચીત કરી તે ખુશાલ છોકરીની પડખેથી ખસી ગઈ.

"કાલે તો હું નિનેટ લર થવશ! શું તે માટે તું મને સુખ નથી ઇચ્છતી, રોઝ માયકલ ?" તે છોકરીએ તેણીનાં દાડમનાં દાણા જેવા સુધ્ધ સફેદ, હારબંધ દાંત કાઢી એક નીરદોષ બચ્ચાં જેવા અવાજે પુછ્યું.

"જે નામ હજી સુધી ત્હારૂં નથી તે એકદમ વાપડવાની તને કશી જરૂર નથી, નિનેટ," રોઝ માયકલે અદેખાઇનાં જોશથી કહ્યું.

તે છોકરી હસી—એક ખુશાળ, રમત્યાળ હસવું !

"તું તો હમેશનીજ એવી દાધાબળી રહી ગઈછ," તેણીએ કહ્યું. "પરણેલી જીંદગીની મોજ એટલી તો ખુદાઇ સુખવાલી છે કે માત્ર તેનો ખ્યાલજ આપણુને ખુશીથી છાકટાં કરી મેલેછ." તે બાળાએ, તેણીની સહીનાં બાતેનમાં બળતી અદેખાઇની દાહેનો સેહજબી ખ્યાળ કર્યા વિના ઉમેર્યું.

"પરણેલી જીંદગીમાં ખરૂં સુખ કદી મળી શકતું નથી," રોઝે ભારે તીરસ્કારથી કહ્યું, "પરણેલી જીંદગી મનુષ્યની જીંદગીનો સૌથી કંગાળ વખત છે, જ્યારે નાદાંન, ચીબાવળાં અને મુરખાં જવાન્યાંઓ એથી તદન ઉલ્ટુંજ માનેછ અને ધારેછ !"

"જો પરણવાને માટેનાં આવા ત્હારા બેવકુફ ખ્યાળો દુન્યાની દરેક અબળા ધરાવે કેની તો હું ખાત્રીથી માનુંછ કે આય આપણી

ષર્થી તમામ વાંઝણીજ રહે !" તે બોલી અને પછી તેણીની સહી બણી જોયા વિના મનસે કાંઇ ગાયન ગાતી તે ભોળી છોકરી ત્યાંથી જતી રહી.

પણ તેણીની સહીનાં મુખમાંથી બાહર પડેલા ભયભીત શ્રાપોના કલામ તે છોકરી તેણીની પીઠેથી સમજી શકી નહિ—તે નાદાન, રંગીલી બાળા તેણીનાં આવતાં સુખનાં ખ્યાલમાં એટલી તો મસ્ત અને મશગુલ હતી કે રોઝ માયકલનાં હોઠ વાટેથી બાહર પડેલા કપટી શબ્દો તેણીનાં સમજવામાં આવ્યા નહિ. અફસોસ ! નિરદોષ નિનેટ તેણીની સારી ભોળી વર્તણુકે, તે ઘડીએ એક કેવો ઝેરી, કપટી દુશમન પોતાની બોર્ડુમાં ખડો કીધો હતો—તે કંગાળ ખારીલો દુશમન કે જેની, તે પળોએ તેણી બણી ફેંકાયલી કીનાખોર આંખોજ માત્ર, ગાત્રેગાત્રાં ધીલાં કરવાને બસ હતી !

પીએર લરૂ તે ન્હાનાં નોરમન ગામડાંનો એક સાદો અને સાધારણ પૈસાવાલો મીલર હતો. તે જુવાન અને ખુબસુરત હતો; તેનાં ચેહરા ઉપર સુધ્ધ પાકીજગી અને નમ્રતાની સાબુત લીટીઓ વચાઈ શકાતી હતી—તે એક નિરદોષ પ્રમાણીક મુખડો હતો કે જેને તે ન્હાનાં ગામડાંનાં ન્હાનાં કે મોટાં, માટીડા બૈરાં કે બાળક સૌ જણ એક સરખાં ચાહતાં હતાં.

તેની મીલ એક ખેતર અને ન્હાના બગીચા વચ્ચે આવી હતી, જેનું મોટું પઇડું એક સાંકડી નદીનાં પાણીથી ચાલુ કામ કરતું હતું. તે પઇડાંનાં ફરવાનો અને તે ન્હાની નદીના પાણીનાં જોશનો અવાજ ન્હાની નિરદોષ નિનેટને એટલોતો રળ્યામણો લાગતો હતો કે તે

વાહલા જવાનની ગોદમાં ત્યાં ઉભા રહી તેને નિહાળવાની તથા તેનાં ઠંડા, કાચ જેવા ચોખ્ખાં પાણીમાં પગ ભીજવવાની તેણીની સૌથી સુખી મોજ હતી. આજે સ્હાંજે-તે તેણીનાં લગનની સ્હાંજ હતી-તેણી તેણીનાં તે વાહલા સાથે તે ગામડાંની ખુબસુરતીમાં ઉમેરો કરતી તે જગા ઉપર ઉભી ઉભી પોતનાં સુધ્ધ સફેદ પગ પાણીમાં બોળતી તેની સાથે વાત કરતી હતી. લરૂનો ઘઉં વર્ણનો ચહેરો આવતી ખુશાલીની આગાહીથી પુર બાહરમાં ઉગી નીકળેલા સુર્ય મીસાલ ચલકી રહયો હતો.

"ત્યારે એ બધી ગોઠવણુ તને ગમેછ, વાહલી ?" તે બોલતો હતો, "બધું તાહરી મરજી પ્રમાણેનુંજ છેની !"

તે બાળકીનાં રોખસારાઓ ગોલાબી લાલીથી ધમધમી આવ્યા, તેણીનાં વેળા જેવાં ભવાં સાથનાં પાપણુ આભાર અને શરમીંદગીથી હેઠે ઝુકી પડયાં.

"બધું બરાબર ને મનને ગમતું છે," તે ઘણાં નમ્ર અવાજે બોલી "ઘણુંજ સુંદર અને ચાર્મીંગ !" તેણીએ વખાણનાં પવિત્ર જોશથી વધાર્યું.

"ત્હારા જેટલું તો નહિજ, વાહલી-અધુંબી નહિ !" તેણે જુસ્સાથી કહયું "મ્હારી સૌથી મોટી અજાયબી તો એ છે કે" તેણે પ્યારથી પુછ્યું, "કે તું મ્હારાં જેવા નાલાયકને ચાહીજ કેમ શકેછ ?"

"ત્હમે કઇ રીતે ના લાયક છેઓ, પીએર ?"

"એ ત્હારી સાથે સરખાવતાં તો હું બીલકુલ નાલાયક છેઉં. તું ખુબસુરત છે, એક પવિત્ર ફરેસ્તો છે, એક—"

"અને ત્હમે એક ખરા પહેલવાન છેઓ—હું તેથી ત્હમને મ્હારા દીલનાં સઘળાં જોરથી ચાહુંછ."

તેણે તેણીને ખુશાલીના આવેશમાં આવી જઇ તેની ગોદમાં ખેંચી અને તેના હૈયાં સરસી દાબી તેણીનાં ગાલો ઉપર ઘણાં હેતથી એક ચુંબન લીધું. હંમેશની મસ્તાન, હસ્તી, બેદરકાર નિનેટે કોઈ દીવસે એટલી બધી માયા અને હેતથી પ્યારનાં કલમો ઉચાર્યાં ન હતાં—કોઇ પણ વખતે તેણીએ ઓઢેલો બેપરવાહીનો સાહગો આવી રીતે ખોલી નાખી તેને દેખાડી આપ્યું ન હતું કે તે પણ તેને તેનાં જેટલાંજ વાહલ અને જોસ્સાથી ચાહતી હતી. તે કશું બોલી શકયો નહિ. તેને માત્ર તેણીને તેનાં પાંસામાં ખેંચી અને પ્રમાણીક લાગણીનાં હરેક હાવભાવથી તે મધુરીનો ગોલાબી મુખડો વારંવાર ચુમ્યા કીધો.

"તું ઘણી સંતોષી છે, મ્હારી મીઠી," તે સેવટે એટલુંજ બોલી શકયો.

"જો ત્હમે મને ચાહતા અને ચાલુ ચાહતાજ રેહશો તો મને અસંતોષી થવાનું કંઇબી કારણ નથી, વાહલા પીએર," તે ઉંઘાડા પગ, અને ઝુલતા વાળ સાથે તે મજબુત શખસની બાજુમાં સુખથી અરડાઇ પડી પ્યાર ભરેલા અવાજે બોલી. "હું ત્હમને ચાહુંછ અને સદા ચાહતી રેહવશ!"

તે, તે હેતવંતા શબ્દો સમજી, ગોયા દીવાનોજ થઇ ગયો અને સરખસર એક દીવાનાં માફકજ તેણીને તેની ગોદમાં દાબેલી રાખી તેણીનું માથું વારંવાર તેની છાતી સરસી ચાંપી તેણીનો ચેહરો ફીસીઓથી ભરી નાંખવા લાગ્યો. તે પ્યાર ભરેલા શબ્દો તેને માટે એક તમામ નતીજ નવાઈ હતી, એટલી બધી તેની તે પ્રીયા તેની ભણી ઠંડી અને બેદરકાર હતી, જ્યારે ખરેખર તો ચાલુ તે તેણીને વધુ અને વધુ પ્યારથી ચાહતો જતો હતો.

નિનેટ તેણીનાં લવરનાં પાસાંમાંથી એકાએક કશો ખ્યાલ થવાથી ઝંઝકી ઉઠી અને તેનાંથી દુર જઇ ઉભી.

"હું બીહુંછ–મને શક છે!" તે લગાર ધ્રુજતા અવાજે બોલી.

"કાંપ, મ્હારા ફરેસ્તા?" તે તેના ઉપર વાહલથી વીહલો પડતાં બોલ્યો.

"કારણુ–કારણુ હું આવી નગુણી, નખરાંબાઝ, નાદાન અને ચીગવલી છોકરી, ત્હમને સંસારનું સાદું સુખ ખરેખર દેખાડી શકશ કે નહિ તેને માટે મને ઘણો મોટો સંદેહ છે," તેણી તેણીનાં આશકનાં પ્યારથી પ્રકાશતાં ગંભીર ચેહરા ભણી જોઇ ફાળ ખાઇ બોલી ઉઠી.

તે ખડખડાત હસી પડયો.

"માઇ ડારલીંગ," તે બોલ્યો, "ત્હારો ચેહરો અને તેની ઉપર છવાઈ રહેલી પ્યારની સુંદરતાજ એટલી બધી મને સુખ દેનારી છે કે બીજાં કશાંબી સુખની મને સેહજબી તુંમા નથી," અને તેણે તેણીને પાછી તેની લગોલગ ખેંચી.

અને તેથી તે ધ્રૂજતી હતી. તેણીની નાદાન, બીહકણ ખાસ્યત અને તેણીની નબળી મગજની સ્થિતીનો તે સુંદરીને તે વખતે ગંભીર પણે વિચાર આવ્યો અને તેણી તેની આરામ દેતી ગોદમાં સુખથી ભરાઇ બેઠેલી હોવા છતાં તેણીનાં તનમાં ધાસ્તીનું એક ધીમું છુપું લખલખું, માત્ર થોડીજ પળો ભરાઇ આવ્યું અને તેણી તેની ગોદમાં વધુ જોસથી દબાઇ.

આવતી ભયાનક આફતની બાજે વેળા ઘણાં માણસોને અગાઉથી આગાહી થાય છે; શું તેજ મીસાળ બાપડી નિનેટને પણ એકાદાં દુઃખની અગમચેતી અગાઉથી થતી હતી ?

---:o:---

## પ્રકરણ ૨.

---

તે મીલ ઘણી જુની હતી. કાંઇક જમાનાઓ થયાં તે લરૂ વાલાની કુટુંબી મીલકત હતી. બાપ પછી બેટાનાં હાથમાં એવી રીતે સદીઓ થયાં પસાર થતી તે મીલનાં દરેક નવા માલેકો જુન્ના કરતાં વધારે ઉલટમંદ અને મહેનતુ હતા. દરેક માલેકોએ તે મીલની આબાદીમાં વધારો કરવાને પોતાથી બનતું કર્યું હતું અને તેનાં પુણ્ પ્રતાપે હાલમાં પીએર લરૂની માલેકી હેથળ ચાલતી તે તેનાં બાપદાદાથી ઉતરી આવેલી મીલ આબાદીની સૌથી ઉચી ટાંચ ઉપર પુગી હતી.

પીએર લરુ–તે મીલનાં હાલનાં જવાંન માલેક–ના હાથમાં તે મીલ તે ઘણો ન્હાનો હતો ત્યારની આવી હતી અને જો કે તે તેના

બાપ બપાત્રા જેવો અભણ, ઉલટમંદ અને ચશ્મ્રાકીવાળો ન હતો છતાં તેનાં પ્રમાણીકપણાની બરકતે તેને તે મીલની સ્થિતીમાં ઘણો સુધારો અને વધારો કર્યો હતો. તે અનાજનાં ખેતરો અને બજારમાંનાં ભાવનાક્ષ કરતાં ચોપડીઓ ભણી ઘણો વધારે ભાવ રાખતો હતો; ચોકકસ નકકી સાટાંઓ કરવા કરતાં છુટથી આપ લે કરવામાં તે વધુ બહાદુર અને તતપર જણાતો હતો. તે શરમાળ અને એકમાર્ગી હતો, મગર તેની પ્રમાણીકપણાં ભણીની સારી રીતીગીરી અને ખરાં દીલની સખાવતી લાગણી કાજે તે તેનાં ગરીબ ગામડેનાં લોકોમાં ઘણો પેખાતો હતો.

"હાલ તે ગરીબ મગર દીલથી તો એક જરદાર શાહ," લોકો તેને માટે બોલતાં, 'ચોપડીનો અભાગ્યાને ઘણોજ શોખ છે. ચોપડી ભલી કે એનું કામકાજ ભલું. કોઇ દીવસ જરા પીઠાંમાં એ એકુ ગલાસ નાખવા આવતો હોય રે? બડો શરમાળ અને એક માર્ગી—કોઇ છોકરી ગમ તો આડી નજરે જોતોબી નથી!

પીએર લરની એ ખાસ્યતમાં તે ત્રીસ વરસની ઉમરે પુગ્યો ત્યાંલગી સેહજબી ફેર પડયો નહિ—તે તે ઉમ્મર સુધી તેનાં ગામડયાં મીત્રો તેને ચીતારતાં હતાં તેવોજ સેહજબી ફરક વગરનો હતો; મગર પછી એકાએક તે પ્યારની જબુન તાવમાં સપડાઈ ગયો—તે તાવ કે જે જેટલી એકાએક તેનાં ઉપર ગલબો થઇ હતી તેટલાજ મજબુત આકારમાં પણ હતી! તેને નિનેટને દીઠી—તે ગામડાંની સૌથી મસ્તાંન અને તે ગામડાંનાં લોકનાં બોલમાં કહીએ તો, સૌથી છાલકાં

ભેજાંની ચરકુલી છોકરીને; અને પગથી માથાં વેર, પેહલ્લીજ નજરે તે તેનાં પ્યારમાં પડયો.

પેહલ્લી નજરનો પ્યાર સદા ઘણો જોરાવર અને જુસ્સાદાર હોય છે. નિનેટ માટેની તેની ફિદાગીરી ઘણી બળવાન હતી. તેણીની સ્વચ્છ ખુબસુરતીથી તે તમામ અંજાઇજ ગયો-તેને તેનું મસ્તકજ સરબસર ખોહી દીધું. તેની ધીરજવંતી શાંત વિચાર શકિતજ ગોયા, તેણીને નિહાળતાં, તે ખોહી બેઠો અને તેણીને કોઇબી કીસમે જીતીને પોતાની પરણેતર બનાવવાનો તેણે કસદ કર્યો.

પ્યારનાં તોફાની મહાસાગરમાં ઉતારેલી નાવ કઈ ઘડીએ ખાનાખરાબીનાં ખડક સાથે અથડી ચુરેચુરા થઇ જશે કે કયે વખતે સુખનાં કીનારા ઉપર આવી પુગશે તે કદીબી કલ્પી શકાતું નથી. તે નાવની સ્થિતી કોઇબી કીસમની અદેખાઇ કરવા જોગ તો છેજ નહિ. પીએર લરૂની સ્થિતી, તે તોફાની સાગરમાં તેનાં કીસ્મતની કીસ્તીને છોડી દીધા પછી, ઘણી દયા ખાવા જોગ થઇ પડી. તે ઘડીકમાં અદેખાઈની અગ્નીમાં બળતો તો ઘડીકમાં મોહબતનાં મીઠાં મધનો સ્વાદ ચાખતો; કોઈ વખત તે એક જુસ્સાદાર, ઉલટમંદ આશક બની જતો, તો બીજી વેળા એક હારેલો મારેલો નામુરાદ અને નાસીપાસ થયલો જવાન જેવો લાગતો. તે અચોકકસ તેજી દર્યામાં ઘડીકમાં ખુશાલીથી ઉપર તરતો હતો, તો ઘડીકમાં ખસ્તેખુહાર થઈ છેક તળ્યાંમા દુબા ગયલો જણાતો હતો. આહ, પ્રીય વાંચનાર, પ્યારના બળતરામા બળી મરતાંઓની એવીજ કફોડી, બેઢંગી અને દયા ખાવા જોગ સ્થિતી હોય છે!

નિનેટ-નાદાન બચ્ચાં જેવી ભોળી નિનેટ પહેલ્લાં તેની લાંગણી પુરેપુરી પીછાણ્યા વિના તેની સાથે કઢંગી રીતે ખેલવા લાગી. તમામ બેદરકારી અને તુચ્છપણાંથી તે તેની સાથે વર્તવા લાગી. પછી તેણી તેનાથી બીહધી અને સેવટે તેણીનાં તે શરમાળ, રાંક ઉમેદવારને ચાહતાં શીખી—એક સૌથી ઉમદા સ્વચ્છ અને ઉંડા પ્યારે. તેની આંખો કે જે તેનાં હોઠો વાટે બાહર પડતાં પ્યારનાં સખુનો કરતાં ઘણી વધારે સારી રીતે તેનાં બાતેનની લાગણી દેખાડી આપતી હતી તેમાં સમાયલી આજીજી નિહાળી, તેના જીગરમાં ચાલી રહેલાં દુઃખદાયક બંડની કદર કરી એક વખતની ભોલી, ઉછાછલી નિનેટ તે મજાકમાં શરૂ થયલી બાબદને ગંભીર લેખી, તેણીને ચાહતા જવાંનની માત્ર લાગણીજ છંછેરવાનું તજી દઇ તેને જીગરનાં છેક ઉંડાણુથી ચાહતાં અને માન આપતાં શીખી।

તે બંન્નેના પ્યાર ઘણાં જોરાવર હતા—એ એક ગામડાની ગોરી અને નોરમન મીલરનો; જેવી રીતનું માહરોખ.ાર સાથે ભરતીને જોડાણુ છે તેટલીજ ચીવ્વત ફીદાગીરીથી તે સાદું જોડું એકમેકને ચાહતું હતું. પ્યાર કરવો પહેલ્લી નજરે કેટલો સેહલ્લો અને મીઠો લાગે છે, મગર તે નિભાવી રાખવા સારૂં કેવાં કેવાં તોફાની કષ્ટોથી ઉરપુર થતાં વનોમાંથી પસાર થવું પડેછ! આ સાદુ ગામડયન જોડું એકમેકને માટે અથંગ ફીદાગીરી ધરાવતું હતું, મગર તે ફીદાગીરીમાં કેટલી હદનો ઊંડો કરૂણારસ સમાયો હતો તેનું, તેઓને તેઓનાં સુખી વખતે, કયાંથીજ ભાન આવી શકે?

સુરજનાં ધ્રુજતાં કીરણો રૂપેરી ચાદરનું બીછાણું બીછાવી રહેલ્લી નદીનાં વહેતાં પાણી ઉપર પડતાં હતાં; તે એકાંત અનાજના

ખેતરમાં ચોમેર સુર્યનો તડકો આબાદાની અને સુખી ચળકાત ફેલાવી રહયો હતો. નિરદોષ, ન્હાના પંખેરાંઓ ઝાડની એક ડાંખલી ઉપરથી કુદી બીજી ઉપર જઇ બેસી તેઓના મધુર હલકમાંથી બાહર પડતો મીઠો ગાયન રૂપી રસ ચોપાસ રેડી રહયાં હતાં; સહવારની ખુશનુમા લેહકી વચ્ચે જાણે કોઇને આવકાર દેતાં હોય તે મીસાલ આમથી તેમ હીલી ઝાડનાં પાંદડાંઓ ધીમો ખુશાલ ગણુગણાત કરી રહયાં હતાં, ખેતરમાં ઉગી નિકળેલો અનાજ તેનાં રૂપેરી ચળકાતથી તે સાદાં, એકાંત ખેતરને ઝળકતું બનાવી રહયો હતો. જ્યારે પાસેનાં બગીચાનાં સુંદર ગુલાબનાં ફુલો, જાણે તે સઘળી કુદરતી ખુબસુરતીનાં દેખાવ સાથે હરીફાઇ કરવા માંગતા હોય તેમ, પોતાનાં પુર બહારમાં ખીલી નીકળી, મગજને તર અને ખુસાલ કરે એવો મઘમઘાત દરેક ખુણે ખુણે પાંથરતાં હતાં.

તે એક ઘણો દીલખુશ દેખાવ હતો–જાણે કુદરતે પોતાની સઘળી શકિત તે રળ્યામણો દેખાવ ગોઠવવામાં વાપડી દીધી હોય એટલી હદનો તે સંપુર્ણ અને આંખને આંજી નાખે એવો હતો. પીએર લરૂ તે દેખાવ એક પંખી મીસાલ આનંદી જીવે જોતો, નદીની સાંમી પાર ઉભો હતો, કે જેની એક બાજુએ એક તમામ પડત, ભુતથી ભમાયલું અને ઘેરાયલું મકાન આવ્યું હતું અને જેની બરાબર સાંમે તેનું પોતાનું સાદું મકાન ઉભું હતું. એક લાર્ક પક્ષીએ પોતાનાં ગાયનથી તે પ્રકાશીત ઉનાળાની સહવારે ફેલાઇ રહેલી ચુપકીદીમાં ખલલ નાખી અને તે ખલલથી પીએર લરૂનું હલકું વા જેવું ખુશાલ જીગર–તેનો દરેક તાંતણો આનંદી ગાયનથી ધ્રુજી રહયો.

તેણે નજર ઉપાડી, તેના અસલના સાદાં મગર મુજબુત ઘેર ભણી જોયું-તે ઘેર કે જ્યાં તે આજે તેની મહોરદારને તેમાં રાજ્ય ને હકુમત ચલાવવા લઇ આવનાર હતો; અને તેનાં હોઠો ઉપર સુખી હસ્વાનો પસરાત ફેલાઇ રહયો, જ્યારે તેની આંખો ઝલકી રહી.

તે આવી રીતે કેટલો વાર સુધી ખુશાલ સ્વપ્નાઓ જોતો ઉભો હતો, તેટલાં કેટલાક સાંનતાં વાગતાં પડઘમો અને કુચ કરતી એક લશકરી ટોલકીએ તે શાંત ચુપકીદીમાં એકાએક નાખેલી નડતલથી તે ઝબકી ઉઠયો. તે તેનાં વિચારોમાંથી ઝટ ચમકીને બીદાર થયો અને ખેંચાતી આંખોએ તેની માલેકીનાં ખેતરનાં એક સાંકડા રસ્તામાંથી એક ન્હાની ટુકડીને પસાર થતો જોતો ઉભો. તે તે ટુકડીને મુખડે ઉડતો ધજા, રૂપેરી તડકામાં ઝળકી રહેલી નગ્ન તલવારો અને તેઓનાં ભારી પગલાંની મોહકાણે ઉડતી ધુળનાં ગોટેગોટા સારી રવેશે નિહાળી શકયો. આગળ અને આગળ તે ટુકડી આવતીજ ગઇ, અને આખરે તેનીજ મીલનાં મોટા દરવાજા આગળ કુચ કરતી અચકી જઇ થોભી. પીએર લરૂ ઝપાટામાં ત્યાંથી ખસી જઇ, એક ટુંકે રસ્તે તે લશકરી સીપાહો સનમુખ જઇ ઉભો.

"તમે કોણને માંગોછ ?" તેણે પુછયું.

"એક શખ્સ કે જે લશકરી કાયદો તોડી નાહસી ગયોછ તેને," વડા ઓફીસરે તેને જવાબ દીધો. "ગઇ રાતનો તે ભાગી ગયો છે. તમે તેને માટે કશું જાણો છો ?"

"નહિ. જરાકબી નહિ," લરૂએ અજાયબીથી જવાબ દીધો.

"સંભાળજો, તમે તેનો કોઇબી રીતનો બચાવ કરતા નહિ હોવ."

તે ઓફીસરે લગાર કઠોર અવાજે કહ્યું. "તે માથે એક ગંભીર ગુનાહ લઈ ફરે છે અને જેબી કોઇ તેને સંતાડશે, કે તેનાં બચાવમાં કશુંબી કરશે તે પણ જવાબદાર લેખાશે. અહી રહ્યું તેનાં દેખાવનું વર્ણન."

તેણે એક કાગળ્યું તે જવાંન ભણી ફેંક્યું અને તેજ ઘડીએ એક ઉતાવળી ચગોર ચશમે તેણે તે ન્હાના બગીચા, એકાંત ખેતર અને તે જુન્ની મીલ ભણી લીધું.

"તમે ખોળ કરવા માંગોછ?" લરૂએ પુછયું. "જે કીસમની શોધખોળ ચલાવવા તમે માંગતા હોવ તેવી રીતની તમો કરી શકશો. કારણકે એવા લશકરી ફરમાંન તોડી ભાગી જનાર ભણી દયાનો સહેજ બી કટરો નહિ દેખાડનારા માણસોમાંનો હું એક છેઉં. મ્હારાં દેશ ફ્રાન્સનો હું એક શુભેચ્છક છું; અને તેની ખરી જરૂરનાં વખતે તેને આવી રીતે દગો દઇ તજી દેનાર મુજી ભણી ખરાં દીલની ધીકકારની નજર સીવાય બીજી કોઇબી રીતે હું જોઇ શકતો નથી."

"તમે એક અચ્છા બોલનારા છો," તે ઓફીસરે તે સાદા, પ્રમાણીક મુખડા ભણી વિશ્વાસથી જોઇ કહ્યું. "પણ ત્યારે તમે પોતે તમારૂં તનમન તેની સેવામાં કાંય નથી અર્પણ કરતા?"

"તેમ કરવા હું મુખત્યાર નથી," લરૂ બોલ્યો "કેમજે કાંઇ જમાનાઓ થયાં અમારૂં કુટુંબ તો આય મીલ અને ખેતીવાડીનાં કામમાં રોકાયલું છે. તે ઉપરાંત-તે ઉપરાંત-"

"તે ઉપરાંત શું?"

એક ધીમું આનંદી હસ્યું પીએર લરૂના હોઠો ઉપર પ્રસરી રહ્યું, જ્યારે તેની આંખો આવતાં સુખનાં ખ્યાલે કાંઈ ઓર રીતે ઝળકી અને દીપી રહી.

"હું પરણવાનો છેઉં," તેણે કહ્યું.

"ઓહ, એબી ઠીક." તે ઓફીસરે હસીને મજાક કરતા અવાજે કહ્યું. "પણ સંભાળજો કદાચ ત્હમનેબી જલ્દીજ લશકરમાં જોડાવું પડશે. વખત ઘણો બુરો આવ્યોછ. પેલા કમબખ્ત જરમન લોકો આપણે સખ્ખત માર મારી હંફાવે છે. નવાં લશકરની ઘણી જરૂર છે; અને હું તો ધારૂંછ તેમ ઘણીજ જલ્દી બીજા ઘણાં જવાન્યાઓ જેઓ લશકરમાં જોડાવાને લાયક છે તેઓની જરૂર પડશે."

પીએર લરૂનો જવાંન ચહેરો કરમાઇ ગયો અને તે ઘણો ફીકકો મારી આવ્યો. તેનાં આનંદી જીગરમાં એક જાતની બીહકની લાગણી જડ ઘાલી બેઠી અને તેનું મગજ ભમવા લાગ્યું. તેને તેની પોતાની ફીકર ન હતી, પણ થોડા કલાકમાં તેની થનારી મોહરદાર માટે તેનાં દીલમાં ધાસ્તી લાગી. ઓ તે બાપડી, પરણ્યા પછી થોડાજ વખતમાં આવી રીતની જુદાઇનો ઘા કેવી રીતે સહન કરી શકશે? તે વિચાર માત્ર બાપડા પીએર લરૂને ગમખ્વારીથી ગુંગળાવી નાખવાને પુરતો હતો.

"જેવી ફ્રાન્સની મરજી," તે લગાર ખોખરા અવાજે બોલ્યો; અને પછી તે ન્હાની ટુકડીને તે પોતે તેની માલેકીની દરેક જગાનું ખુણેખુણું દેખાડવા દોરવી લઇ ગયો.

લગભગ કલાક સુધી શોધખોળ ચાલી રહી , પણ તે ન્હાસી જનારનો ત્યાંથી કશો પત્તો મળ્યો નહિ; પીઅર લરૂએ ઓફર કીધેલું રીફ્રેશમૅન્ટ લઇ તે સીપાહ બચ્ચાઓ, લરૂને તેનાં વિચારો સહીત એખલો તજી, બાહર પડી પોતાને રસ્તે ચાલતા થયા.

"એ લોકો તેને શોધી શકશે કે?" પીએર મનશે બોલ્યો. "અને શોધી શકે તો તેને તેની લાયકની વાજબી સજા થવીજ જોઇયે!"

"હલ્લો, પીએર લરૂ, ગુડ મોરનીંગ," તે એમ તેનાં વિચારમાં હતો તેટલાં એક અચાનક અવાજે કહ્યું. "ત્હારી થનાર મોહરદાર માટે હું ધારૂંછ કે હું ઘણી અસુરી તો નથીજ થઇ."

" કોણ? રોઝ માયકલ, તું છે?"

" હા, હું ત્હારી પરણેતરનાં વપડાસનાં ઓરડામાં થોડાંક ફુલો મ્હારી મારફતેની ભેટ દાખલ ગોઠવવા લઇ આવીછ. એ એક ઘણી નાકેસ ભેટ છે, પણ એથી જ્યાદા આપવાની મ્હારામાં ગુંજાસ નથી, પીએર."

"ત્હારી ભેટ કોઇપણ રીતની ઓછી આવકારદાયક તો નથીજ, રોઝ," તે સાદાઇથી બોલ્યો; "ગમે તો જા અને ત્હારે હાથેજ એનો રૂમ સણગારી આવ."

"હા, આય ચાલી. પણ," તેણી જતાં જતાં બોલી, "પેલા અંહીં આવી ગીયા તે કોણ સોલજરો હતા?"

"હા; તેઓ કોઇ એક ન્હાસી ગયેલા સોલેજરની શોધમાં હતા," પીએરે કહયું; "તેં કાંય, રોઝ, એકુ એવા કાયદાનો ભંગ કરનારને અંહીતંહી ભમતો જોયો છે, વારૂ."

"મેં ? નહિ. પણ એ લોકોએ કંઇ લડાઇમાં સમાચાર તો કહયાજ હોશે, વારૂ ?"

"ઘણાંજ ખરાબ સમાચાર, એવું લાગેછ. તેઓ કહેતા'તા કે બીજા ઘણાં નવા વોલન્ટીયરઝની ઘણી જલ્દી જરૂર પડશે."

"હા, મેંબી તેમજ સમજયુંછ. દરેક લાયક જવાંનચાને ખાંધે બંદુક મારી બાહર પડવુંજ પડશે. આપણા દેશનીબી કોણ જાણે શું દશા બેઠીછ ? બધા કેવા ધડક ધ્રુજારાનાં દીવસો જાયછ. કદાચ તુંનેબી જવું પડે, પીએર; તો ત્હારી નિનેટ શું કરશે, તું શું ધારેછ ?"

પીએર લરૂ કશું બોલ્યો નહિ.

"તું કાંઇ મનમાં ના રાખતો, પણ એને તો ત્હારી ગેરહાજરી વિષે સેહજબી લાગવાનું નથી," તેણીએ બેઅદબીથી કહ્યું. "એની જન્મથીજ ચરકુલી, ચીબાવલી ઉછરેલી છોકરીને માટીદાનું લાગેજ શાનું ? બે ત્રણ દીવસમાં તો બીજા જવાંન દોસ્તોની સંગમાં ભરથારને વિસારીજ મેલે."

તે જવાંન ગુસ્સાથી જળતા ડોળા કકડાવી તે બેઅદબ બુઢ્ઢા ભણી જોવા લાગ્યો. તેની પવિત્ર પ્રીયા વિષે આટલી હદનું ગલીચ બોલાતું સમજી તેની છાતી ઉશકેરાતથી એટલી તો ધમધમી આવી કે તે કેટલીક પળો તો કશું બોલી શકયો નહિ.

"મ્હારી પરણેતર માટે આવું આવું બોલવાની તું હીંમ્મતજ કેમ કરી શંકેછ ?" તેણે ગુસ્સાથી ગગડાત કીધો. "એ સ્વચ્છતાનો એક આયનો છે—માયા અને મુરવતનું એક પાક મંદીર છે—સદગુણ અને મોહબતની તે એક દેવી છે !"

રોઝ માયકલ એક ફ્રજેત હસવું હસી. "પ્યાર આંધળો છે," તેણી ધીમેથી પટપટી, "પણ ત્હારા જેવા પ્રમાણીક પુરૂષો માટે તે જીવલેણુ રસ છે."

"જો નિનેટને માટે એકબી બુરી ચીજ તું જાણુતી હોય તો મને તે એકદમ જણાવ, પુરતી સાબેતી સાથે." તેણે તપી આવી કહ્યું.

"કદાપી હું જાણુતી હતે તોબી જણાવતે નહિ," તે એક લુચ્ચાં કથોર ફ્રજેટ પોગળી હસવાં સાથે બોલી ; "જેઓ આંધળા થવા માંગેછ તેઓને દેખતાં કરવાનું કામ ઘણું બુરૂં ને ધાસ્તી ભર્યું છે. તું વખત આવતાં બધું જાણુશે, પીએર લરૂ, બધું જાણુશે!"

રોઝ માયકલ તે ભેદી શબ્દો બોલી, પીએર લરૂને એક શબ્દબી ઉચ્ચારવાની તક આપ્યા વિના, હોઠ ઉપર એક ખંધાં મતલબી હસવાં સાથે ત્યાંથી ખસી જઇ, તે કરકર બોલતો અસલનો દાદર ચઢી માળપર આવી, જ્યાં નાકે આવેલા ઓરડામાં કે જે હવે પછી નિનેટનો વપડાસનો ઓરડો થનાર હતો ત્યાં આવી ઉભી, અને પોતાની ફુલની બાસ્કીટમાંથી ચિત્રવિચિત્ર ફુલોનો ઢગ બાહર કાઢી તે ન્હાનાં શોભાયમાંન ઓરડાને સણુગારવા લાગી.

"એક એકદર, નખરાંબાઝ પોરી માટે આ કેટલું છે?" તેણી તે ઓરડામાં તદન નવાં અને શોભાયમાંન ફ્રરનીચર ભણી એક ઝેરી નજર ફેંકી કપટથી પટપટી. પછી તેણીએ એક ઉંચા ટાંગેલા તખ્તા ઉપર કેટલાંક ઝેરી ફુલો અને પાંદડાંઓનો ઢગ મુકયો—તે કે જેઓનો સોહડમ માત્રજ—ઘણો ઝેરી અને નાશકારક હતો!

"એ મ્હારા તરફની ભલી દુવા છે!" તે મનસે ઉપલું મુકતાં બરબડી; અને પછી તે રૂમમાંથી બાહર પડી એક ચોટ્ટી બીલાડી મીસાળ સપસપ દાદર ઉતરી, પીએર લરૂની નજર ચોરાવી તે અસલ-વારેનાં મકાનમાંથી જતી રહી. અભણ, ખારીલી તે ઔરત! બાપડી નિનેટની પરણી, સુખી જીંદગી તે કેવી કંગાળ અને કરૂણામય કરી નાખનાર હતી?

———:o:———

## પ્રકરણ ૩.

લગનની મેજબાની બડી ધામધુમથી પુરી થઇ. ગરીબ સાદાં પહરોણુંઓની ધમાલ, નાઝુક શરીર સાથની હસમુખી ડાનસરઝની ગરબડસરબડ, બ્રાઇડિસમેડઝ (પરણતી કન્યાની દાસીઓ) ની ધાંધલ ધરપચ અને વર કન્યાને આવકાર આપવા એકઠાં થયલાં સગાં વાહલાંઓની ખુશાલીનાં પોકારો સાથનો તે ખુશબખ્તી ભર્યો હીંગામ આયંદા ખતમ થયો; અને બધું વગેસગે થઇ જતાં લગભગ મોડી રાત થવા આવી.

જરાક વારમાં ત્યાં પંથરાછ રહેલો ઘોંઘાટ સમી ગયો અને સઘળે શાંતી ફેલાઇ રહી. મીલ અને લરૂનું મકાન તથા તેની પોતાની માલેકીની ચોતરફ અરડાઇ પડેલી જમીનો ઉપર ભારી ચુપકીદી પંથરાછ રહી. ટુંકમાં, છેક મધ્ય રાત્રી થતાં તે લગનનાં શુભ હીંગા-મથી ગાજીવાજી રહેલી જગા તમામ ચુપ થઈ ગઇ.

માહઓખતાર હજી ઘણો પ્રકાશીત હતો અને તેની બરકતથી ઉંઘાડા બગીચા અને ખેતરોમાં સુરજનાં તડકાં મીસાલ ઉજાસ પથરાઈ ગયો હતો. જમીન ઉપર લાંબો પડછાયો ફેંકતી જાડા થડવાલાં ઝાડની ડાંખલીઓને ખસાડતો, અને તેનાથી તેનાં ફીકકા મુખડા ઉપર પડતા સરહેતાઓ અને લોહીનાં છાંટાઓને પોતાનાંજ ગંદા લુગડાંથી લુછનો એક પોશાગીર જેવા દેખાવનો મર્દ પડતો ખડતો, તેનાં ભારી પગનો અવાજ નહિ થાય તેની બીહકથી સંભાળ લેતો, રાત્રીનાં સીહા અંધકાર વચ્ચે ધાસ્તી ભરી ચુપકીદી અદા કરી બેડેલાં તે સાદાં મીલરનાં ઘરમાં એક ચોરની અદાથી દાખલ થયો. તેની હીલચાલ દરેક રીતની ધાસ્તી ભરેલી હતી, છતાં તેનાં કાળા કથોર મુખડા ઉપરથી જણાઇ આવતું હતું કે તે ઘરમાં માત્ર આસરો લેવાનાંજ મુળ હેતુથી તે અંદર દાખલ થયો હતો. તે દાદાર ચઢી તેના મથાળે થોભ્યો અને પછી કશા પણ દ્રઢ નિશ્ચય કીધા વિના એક સાંકડી ચાલ પસાર કરીને રાંધણીમાં ભરાયો. તેનાં કપડાં ફાટાં તુટાં અને બધાં ધુળે ભરાયલાં હતાં; તેનો કાળો કદરૂપો ચહેરો ઉશકેરાયલો અને ફીકકો હતો અને તે વારંવાર ચોપાસ ધાસ્તીથી ફાટી જતા ડોળાએ જોતો હતો.

"ઓ, ખોદા, હવે મ્હારે શું કરવું જોઇયે?" તે એક લાકડાંનાં સ્ટુલ ઉપર નાસીપાસી અને નામુરાદીથી ફસડાઈ પડી બોલ્યો, તેનો શ્વાસ ઘણો જોસબંધ ચાલતો હતો. તેનું આખ્ખું તન મોહત જેવી બીહકથી ધ્રુજતું અને કંપતું હતું. તે તેનું એક છાકટા મનુષ્ય માફક ફરતું, તાવમાં ખખળતુ માથું તેનાં કરોમાં ધરી, ભારે સંતાપ અને ગમીનાં ઉંડા ગારમાં ગરક જઇ બેડો, જ્યારે તેની એક

બાજુની બારીમાંથી છુટા છવાયા તારાઓનો પ્રકાશીત તેજ અને ઉનાળામાં ખીલી નીકળેલા ગુલાબેનો પમરાત અંદર આવતો હતો.

એકાએક તેને એક અબળાનું રમત્યાળ હસ્વું સમજ્યું; તે તરતની પરણેલી નિનેટનું હતું અને તે તેનાં ખ્યાલોની ખુમારીમાંથી ઝબકીને ઉઠયો. તે તે હસ્વાને થોડોકવાર ધ્યાનથી સમજતો બેઠો, પછી કાંઇ એકાએક ખ્યાલે તેનો ચહેરો ખુલી ગયો.

તે ઉઠયો અને રાંધણીનું બારણું ખોલી તેનો માર્ગ ખુલ્લો અને સાફ હતો કે નહિ તે કેટલીક ઘડી નિહાળવા લાગ્યો. પછી કશોબી અવાજ કર્યા વિના બારણું ધાંકી તે નરમ ઝડપી પગલે તે સાંકડી ચાલમાંથી દોડી જઈ, જે ઓરડો રોઝ માવકલે તેણીનાં અપવિત્ર હાથે સણુગારેલો હતો તેમાં જઇ ભરાયો. ત્યાં તે એક સોફાની પછવાડે ભરાઇ બેઠો.

"એને આય વખતે તો મને બચાવી લેવોજ પડશે!" તે પોતાનાં બીડેલા દાંતો વચ્ચે બોલ્યો. "મને ઉગારી લેવાની એની ફરજજ છે!"

તુરતજ એક ધીમો નાજુક આકાર તે રૂમ ભણી આવતો તેણે સાંભળ્યો. તે નિનેટ હતી અને તેણી તેણીનાં હોઠ ઉપર હંમેશનાં ખુશાળ બચ્ચાં જેવાં ભોલાં હસ્વાં અને આંખમાં આનંદનાં પ્રકાશ સાથે તેણીનાં તે તરતનાંજ પોતાનાં થએલા ઓરડામાં આવી અને ઉંબર ઉપર ઉભી રહી. તેણીએ સુખની એક સંતોષી નજર તે ઓરડામાં સઘળું ગોઠવેલું અને સણુગારેલું જોઇ નાખી અને પછી તે બધું તેણીની પોતાની માલેકીનું થયું હતું એ ખ્યાલે તે ભોલી બારજા ખડખડાત હસી પડી અને ઉંબર ઓળંગી અંદર આવી.

તેણી થાકી ગઇ હતી, છતાં તે થાક તેણીને ઝાઝી જણાતી હતી નહિ. તેણીએ બેદરકારીથી તેણીનાં માથાં ઉપરની ટોપી ઉતારી એક સોફા ઉપર ફેંકી અને પછી તે ઓરડાની બરોબર વચ્ચે ટાંગેલા એક મોહટા તખતા સનમુખ જઇ ઉભી.

તેણીનાં હોથો ઉપરનું હસ્તું, તે તખ્તા આગળ મુકેલાં પેલાં ઝેરી ફુલો અને પાંદડાંઓ જોઇ, પળ વારમાં ગાયબ થઇ ગયું અને તેને એક અપસુકન માની તે નિરદોષ અબળા મોહત જેવી ફીકકી મારી આવી.

"એ અંહી કોણે મુકયું હશે?" તે મનથી બરબડી અને ત્યાંજ ઉભી રહી તુચ્છકારથી તેઓને તેણીએ બારી વાટે ફેંકી દીધાં. તેજ પળે તેણીની બાજુમાં સહેજ ખખડાત થયો અને પેલો ભરાયલો મર્દ તેણીની લગોલગ આજુજી કરતા ચેહરા સાથે આવી ઉભો.

તેણી ધાસ્તીથી તમામ ત્રાસીજ ગઇ! તે મર્દને જોતાં અને બીજી પળે તરતજ પીછાણતાં તે સકોમળ સુંદરી બીહકથી તમામ અવાચકજ બની રહી! તેણીએ ભયની એક કારમી ચીસ પાડવા પોતાનું મુખડું ખોલ્યું, મગર તેણીનાં ગલાંમાંથી કશો અવાજ નિકળી શકયો નહિ. તેણીને એક જબરદસ્ત લપેરો આવ્યો અને પોતાને ભોંય ઉપર ધમ દઇ પડી જતાં અટકાવવા સારૂં તેણીએ ઝટ દઇ એક ખુરસીનો ટેકો લઇ લીધો.

"તમે! મ્હારા ખુદા, તમે!!" જાણે તેણીએ એકાએક ભુત તેણીની સામે આવી ઉભેલો જોયો હોય તેમ તમામ નબળા ખોખરા

અવાજે કહ્યું—તે અવાજ કે જે પ્રાણ ભસ્તાંમાંથી બોલતું હોય તેવો તે ગુપ્ત ચુપકીદીમાં ગણગણ કરી રહ્યો।

તે તેણીનાં પગ આગળ ભોંયપર ફસરડો મારી બેસી ગયો અને તેણીનો ઠંડો, બેતાકાત કર ધરી તેણી ભણી કાકલુદી કરતી ધમે જોનો, ધણાંક ઉતાવળા, આતુર અને ભારી આજીજીથી ભરેલા શબ્દોમાં તેણીને કાંઈ સમજાવવા લાગ્યો. તે જેમ જેમ સમજતી ગઈ તેમ તેમ તેણીની જવાનીનું જોમ અને ખુશાલી તેણીને તજી દેવા લાગ્યાં, જ્યારે તેણીનાં સુખ્યારા ગોલાબી રોખસારાઓ ધોયલી ચાદર જેવા ફીકકા મારી આવ્યા.

"શું એ બધું ખરૂં છે? શું એ બધી બીના સાચ્ચી છે?" તેણીએ, તેને પુરેપુરો સમજી લઈ, સેત્રટે માંડમાંડ સમજી શકાય એવા અવાજે કહયું.

"હું કસમ પર કહુંછ!" તેણે ખોખરા, ઘોઘારી અવાજે કહયું; "જેમ તું સુખ માટે તલબગાર છે, તેમ હું કેડેનાંબી આસરા માટે આતુર છું. નિનેટ, દરેક વાજબી દાવા અને હક સાથે હું તને અપીલ કરૂંછ કે તું મને બચાવ-હવે તને મને બચાવી લેવોજ પડશે!"

"પણ તે-માહરો ધણી!" તે ફીકકા, ઠંડા હોઠો ધ્રુજ્યા.

"સંભાળ, નિનેટ, ત્હારૂં વચન યાદ કર!" તે તેણીને કશાંની યાદ આપતાં બોલ્યો. "એક શબ્દબી તેં બાહર કાઢયો તો શું બની જશે તે તું સારી રવેશે જાણેછ. ઓ, ઉતાવળ કર-વાસ્તે ખુદા ઉતાવળ કર! મને મદદ કર-કેડેબી સંતાડી દે."

"હેવન હેલ્પ મી!" તેણીએ લાચારીથી હાથ આકાશ બણી ઉપાડી આજીજીથી પોકાર કીધો. "મ્હારો કશોજ ચારો નથી."

"ત્યારે ચાલ, મને કેઠેબી સંતાડી દે. આપરી પાસે વખત કશોબી નથી. ત્હારો વર ઓય આવી લાગશે. એક પળ ખોવી તે મોહતનાં ડાચામાં નજદીક ગયા બરાબર છે."

"મ્હારી પુઠે આવો," તે અબળાએ શાંત અદાઓથી કહયુ, જ્યારે તેણીનાં અવાજમાં સમાયલી નબળાઇ, તેણીની છાતીમાં થતી ધાસ્તી અને ગમીની લાગણીની એક ચોખ્ખી સાહદત પુરી પાડતી હતી. એક પાધરીનાં હાથમાં સપડાયલી એક હરણી મીસાલ ધ્રુજતી તેણી તે મકાનના એક પાછલા અને પડત સાંકડા દાદરનાં મુખડે આવી ઉભી. તે તેણી નરમ પગલે ઉતરી ગઇ અને પછવાડે એક પડછાયા મીસાલ તે આવ્યો. ધાસ્તી અને શરમીંદગીથી તેણીનું રૂપાળુ મુખડું સફેદ અને લાલ વારંવાર થતું હતું અને ધ્રુજતાં ધબકતાં બાતેન સહીત, નરદમ ચોરની અદાથી ભરતાં પગલાંએ તેણી તે ચાંદણી રાત્રે તેણીનાં તે મકાનમાંથી બાહર પડી, એક સાકડો ગલી પસાર કરી એક બોટ હાઉસ આગળ આવી ઉભી.

"ઓ ઉતાવળ ખુદાને ખાતર ઉતાવળ કર!" તેણીનાં દોડતા આકાર પાછળ ધસડાતાં તે બોલતો હતો.

"આય જગા છે," વિલો ઝાડના બારી ગુછળાં વચ્ચે આવેલાં એક બોટ–શેડ ભણી આંગળી કરી તે બોલી, "હું પાછી આઉં ત્યાં સુધી ત્હમે અંહીજ પડી રહેજો. પછી આવીને હું ત્હમને પેલા દુર દેખાય છે તે પડત ઘેરમાં નદીમાંથી હંકારીને લઈ જવશ. એ સૌથી સહી સલામત જગા છે. લોકોએ મકાનને ભુતથી ભમાયલુ

માનેછ, તેથી ત્યાં કોઇબી જતું કે આંવતું નથી. એટલે ત્હમારી સલામતી સારી રીતે જળવાઈ રહેશે."

"તું પાછી આવશેની ?" તેણીનો હાથ ધરી તે જુસ્સાથી કરગરી બોલ્યો; "અને તું મને કોઇબી દીવસ ઉઘાડો તો નહિજ પાડશે કે ની ?"

"મેં મ્હારૂં વચન શું ત્હમને નથી આપ્યું ?"

"હા, પણ તું તેનેબી ના કહેતી-એ ત્હારા ભરથારને. એ પત્થરના હૈયાનો છે અને મ્હારૂં પાંખડુ વગર દયાએ એ જરૂર પોલીસનાં હાથમાં આપી દેશે. તું જાણેછ, તો પછી મ્હારૂં શું થશે તે; અને યાદ રાખ તો પછી ખરેખરી તો તુંજ મ્હારી ખુની લેખાશે. અને નિનેટ-વ્હાલી નિનેટ, ત્હારા દીલમાંબી એક વખતે મ્હારે માટે પ્યાર હતો !"

તેણીએ એક ઊંડો નિસાસો નાખ્યો. "એ બધી યાદ મને ના આપે." તે આંખમાં આંસુ સાથે ગમગીન સાહદે બોલી "અને હવે ફેરવેલ!"

"ફ્કત એક પળ થોભ," અને તેણે તેણીનાં હાથમાં એક ઝીણી સીસી સેરવી દીધી, "આય એને પીવા આપજે," તેને કાન ઉપર પડી કહયું "અને તું પછી તમામ સહિસલામત થશે. જરાબી બીહતી નાં. એ એને કશીબી ઇજા પુગાડનાર નથી."

એક કમકમાત સાથે તેણીએ તે બાટલી તેણીનાં પોશાકમાં સેરવી દીધી. તે તે બોટ-હાઉસમાં અંદર જઇ જમીન ઉપર સુખ કરારથી અરડાઈ પડયો, જ્યારે બાપડી નિનેટ મોહત જેવા

ફીકકા ચેહરા સાથે, દીલનાં દુ:ખથી બીહની ધ્રુજતી, નાસીપાસીથી બધી કચડાઇ ભચડાઈ ગયલી, નિસાસા ઉપર નિસાસાઓ ફેંકતી તેણીનાં ભરથારનાં ઘેર ભણી પાછી ફરી અને દાદર ચઢી ઉપર આવી પોતાનાં ઓરડામાં સહીસલામત ભરાઇ બેઠી.

તેણી ધબ દઇ એક ખુરસી ઉપર બેસી ગઇ અને પોતાનું દુ:ખતું, ભમતું માથું તેણીનાં બે ધ્રુજતા કરોમાં ઘણાં જોશથી દાબ્યું. "ખોદા મને મદદ કર!" તે દુ:ખનું એક ડચકું ખાઇ, ધાસ્તીથી ફાટી જતી છાતીએ ઘણાં દબાયલા, દયાજનક અવાજે બોલી. "હું શું કરૂં? એને એ મ્હારો ભરમ કેમ કેહું? એ લુચ્ચા, ઠગારાઓ ભણી ઘણો દયાહીણ છે અને જો એ અમારી વચ્ચેનું જોડાણ જાણે તો વગર દયાએ મને તેની ઓસરી ઉપરથી હાંકી કાઢે. ઓ, મ્હારા સાચ્ચા ભરથાર, આપણાં લગનના પેહલાજ દીવસથી હું ત્હારાથી કાંઇ ચીજ છુપી છુપી કરૂં છ. અરે, એ કેટલું ધીક્કારવા જોગ છે—એક તરતની પરણેલી મોહરદાર માટે કેટલી હદનું શરમ ભરેલું! પણ મ્હારા ખોદા, હું એને કેમ કેહું? એ બધી નામોશીની વાત એની આગળ કેમ જાહેર કરૂં?"

તે ઘણી ગુચવાવા અને ગભરાવા લાગી, તેણીની ગુંગળાતી છાતીને રાહત આપવા તેણીએ રડવા માંડયું, પણ જાણે આંઝુઓબી તેણીના દુશમન થઇ લાગ્યાં હોય તેમ તે સેહજબી રડી શકી નહિ. કેટલી મુદત સુધી તાવ આવ્યા પછી જે મીસાળ એક મનુષ્ય નબળું બને છે તેટલા બેતાકાત શરીર સાથે તે સુંદરી ઉઠી અને તેણીના ઓરડાનાં મોટાં તખતા આગળ જઈ બાળ હોરવા લાગી.

તેણી બ્હાતેનથી દડડડ ધ્રૂજતી હતી—તેણીનુ આખ્ખું શરીર એક તોફાની પવનમાં ઉડતાં પંદડાં મીસાલ ધ્રુજતું અને કંપતું હતું. તેણીનો એકેએક સાંધો ધીલોધચ થઇ દુઃખતો અને કળતો હતો. તેણી ભારી મુશીબતે તેણીનાં પગ ઉપર ટટાર ઉભી રહીં, વાળ હોળી શકતી હતી-તમામ બેધ્યાંનપણે, જાણે પોતેપોતાને ભુલી ગઇ હોય તેમ. થોડીક પળો પછી તેણીને તેણીની સ્થિતીનું ભાંન આવ્યું અને તેણી ઝબકી ઉઠી. તે મોટા સફેદ આયનામાં તેણીએ ડોકાવ્યું અને પોતાનાં ચેહરા ઉપર છવાઇ રહેલી ધાસ્તીની સફેદ પુણી જેવી લીટીઓ નિહાળી તે બીહકથી એક બે ડગલાં પાછળ હઠી ગઇ.

"હું કેટલી બધી ફીક્કી લાગુંછ!" તે મનસે બરબડી; "મ્હારા ચેહરા પર વ્યાપી રહેલી એ લાગણીઓ એને નિહાળવી નહિજ જોઇએ. નહિતો અમસ્થો એ વહેમ ખાશે," તેણીએ તેણીનાં વાળનો ભરાવદાર અંબોડો છોડી નાખ્યો અને તેને હોળવા લાગી. એકાએક કશો ખ્યાલ તેણીને આવ્યો; અને તેણી કમકમી રહી.

કમકમાત અને કચવાતનીજ લાંગણી સાથે તેણીએ તેણીનાં પહેરણમાં સાંતેલી પેલી ન્હાની સીસી કાઢી અને તેમાંથી એક બે ટીપાં એક ટીપાઇ ઉપર પડેલાં પાણીનાં ભરેલાં ગલાસમાં નાંખ્યાં અને પછી તે નજીસ પ્રવાહીથી ભરેલી બાટલીને તેણીએ એક ખાનામા સંતાડી દીધી. ઉપલું દુષ્ટ કાર્ય કરતાં તે સુદ્ધી ચાતુરી તનબદનથી કંપી ઉઠી, પણ જાણે પોતાનો તેમ કીધા વગર ચારોજ ન હોય તેમ તેણીએ એક ઉંડો નિસાસો નાખ્યો. "લગનનેજ દીવસે હું એની

સાથે આવો હાગો રમુછ!" તે મનસે બરબડી; "ઓ, કેવું કંગાળ કેવું બેશરમ!"

તેજ પળે તેણીનાં ભરથારનાં પગલાં તેણીએ સમજ્યાં અને તે અંદર આવ્યો. પીએર લઇ હયરત રહયો! કમ્મર સુધી લંબાયલાં વાળ સાથનાં સુંદર ઉંઘાડાં માથાં, બરફ જેવી ખોલ્લી ગરદન અને ખોલ્લા ભરાયલા હાથ સાથે રાતનાં એકાંતમાં ઉભેલી તે અબળા એટલીતો મનોરંજક દીસ્તી હતી કે તે જવાન તે ખુબસુરતીને અજાયબીથી જોતો અવાચક જેવો ઉભો. તેની નજરમાં, તે પળોએ, તે માહબુબ કાંઇ ઓર ક્રાસમની સુંદર જણાતી હતી.

"નિનેટ," તેણે હરખ અને જોસસાથી પોકાર કાધો, "ઓ, નિનેટ, કહે મને કે હું કાંઇ સ્વપ્નો જોતો નથી. શું એ તુંજ છે, તુંજ મ્હારી વહાલી, મ્હારી એકલાની, મ્હારી પોતાની?"

તેણીનાં ફીકકા ચહેરા ઉપર લોહી ધાઇ આવ્યુ અને ફીકાંસ અને ધાસ્તી ગાયેબ થઇ જતાં એક સુંદર જોવા લાયક મનોહર ચીત્ર તે પોતે રજુ થઇ. "હા—હુંજ છેઉં, તમારી નિનેટ," તેણીએ બચ્ચાં સહી લાડથી કહ્યું અને પછી નરમ પગલે ચાલી, સઘળું વિસરી જઇ, તે તેની ગોદમાં જઇ ઉભી. તેણીએ તેણીનાં સફેદ કરો તેની ગરદન આસપાસ વિંટાળ્યા અને તેણીનું ભરાવદાર માથું તેની મજબુત ગોરી ખોલ્લી છાતી ઉપર ટેકવ્યું, જ્યારે તે પ્યાર ઘેલા પતીએ તેની બચ્ચાં જેવી ભોલી આરજાનાં પાકેલાં બોર મીસાળ લાલ થઇ આવેલા રોખસારાઓ ને ચુમ્મીઓનાં ઝાપટાંઓથી ધમધમાવી મેલ્યા. તે તે બે તરતનાં પરણેલાં લાંઓ માટે સૌથી સુખી ઘડી હતી, મગર નિનેટનું જીગર ખરેખર

ખુશાલ ન હતું. તેણીનું બાતેન તો તે એક સર્યામ તેની સાથે ઠગાઇજ ખેલતી હતી એ ખ્યાલે, તે ખુશાલ પળોએમી, તેણીને દંખ દઇ પજવ્યા કરતું હતું.

પણ તેને તે કાંઇ જાણ્યું નહિ–જાણવાની દરકાર પણ કીધી નહિ. તે કશું પામી કે સમજી જઇજ શકયો નહિ. તે સર્યામ તે નાજુક રૂપાળો આકાર તેની પનાહમાં હતો એ વિચારે છાકટા જેવોજ બની રહયો. કશું નિહાળવાની કે તપાસવાની ગોયા તેની પસે આંખોજ ન હતી.

તેણી એકાએક તેનાં પાંસાંમાંથી અળગી થઇ ઉભી "પીએર," તેણીએ હસીને, શરમીંદગીથી ઝુલાઇ પડેલાં ભવાંએ કહયું "મને ઘણી તરસ લાગીછ. જરા વાઇન નહિ લઇ આવો? આપણે સાથે પીજ્યે."

તે વીજળી વેગે તે ઓરડામાથી બાહર જઇ એક વાઇનની ડીકાનટર લઇ આવ્યો તેણીને તાકાત આણુવા સારૂં કશાંબી પીણાની તેણીને પોતાને પણ જરૂર હતી અને તેણીએ પોતે તે પીધો.

"હવે લેઓ જરા તહમે લેઓ," તેણીએ પેલી દવાના બે ત્રણ ટીપાં નાખેલાં ગલાસમાં સફાઇથી તે દારૂ નાખી કહયું. તે ગલાસ તેને આપતી વખતે દેખાતી રીતે તેણીના હાથો ધ્રુજતાં હતા, છતાં તે તેનાં પ્યારમાં અને તેની મોહરદારનાં ખ્યાલમાં એટલો તો અંજાઈ ગયો હતો કે તે તે જોઇ શકયો નહિ.

તે તે એક ટાંસે પી ગયો અને પછી ગલાસને ટેબલ ઉપર મુકી લગાર બખાર ખાવા લાગ્યો. તેણીની ખુબસુરતીએ તો તેને

અત્યાર આગમચનો પુરનો છાકટો કર્યો હતો. મગર તે દારૂ તેને ઘણો જલ્દ લાગો અને છાકટાપણું એકાએક તેના ઉપર ગાલેબ થઇ આવતું હતું તે એવું પામી ગયો. થોડાજ વખતમાં તેની જીભ તોતરી બોબરી થવા લાગી. તેની આંખ ચિંચાઈ ચિંચાઇ ગઇ અને તેનાં માથામાં કોઇ કીલના ઝોકા થવા લાગ્યા.

તે એક લથેરો ખાઇ ભોંય ઉપર પડી ગયો અને પાછો તરતજ ફ્જેત જેવો ઉઠી ઉભો થયો. એ તેને શું થતું હતું તે તે કલ્પી શકયો નહિ. તેનાંથી ટટાર ઉભું રહી શકાયું નહિ અને પાછો તે ઓય પડી જશે એવું વિચારી તેની પરણેતરનાં ટેકાથી બિછાણાં ઉપર જઇ અરડાયો.

તે સહેજ વારમાં ભર ઉંઘમાં પડયો. તે ઉંઘ એટલી શાંત, અને હીલચાલ કર્યા વિનાની હતી કે એક લાકડાંનાં કકડા મીસાલ ચત્તાપાત પડેલા તેનાં ભરથારને જોઇ નિનેટ તેને તમામ સુધ્ધી બુધ્ધી વિના અવાચકજ પડેલો માનવા લાગી.

તે ધાસ્તીથી ધ્રુજતી તેનાં ઉપર વાંકી વળી.

“કેટલી જલ્દી અસર થઇ!” તે મનસે બરબડી; “ત્રણ કલાક સુધી એ એમ પડી રેહશે અને હું ત્રણ કલાક સુધી સલામત છેઉં. ઓ, ખોદા, મ્હારાં માથે આવી પડેલી ગંભીર ફરજ બજાવવા હવે તું મને હીમ્મત અને સબુરી આપ!” આંજુઓ વચ્ચે કરગરી તે બોલી; “જો હું ખરેખરી ગુનેહગાર હને તો મને સેહજબી લાગતે નહિ—પણ હું તમામ નિરદોષ અને સુધ્ધ હોવા છતાં આવું બુરૂં કામ કરતાં મ્હારાં બધાં હાજાં ગગડી જાએછ!”

અને તેણીએ એક દીવાંનાં મીસાલ જુસ્સાભરેલી ફીસી તેણીનાં બેસુધ્ધ પડેલા ભરથારનાં ગાલ ઉપર લીધી. પછી બાળનો અમોરો વાળી લઇ, ઉતાવળથી માથાં ઉપર ટોપી નાખી ટીપ ટો ઉપર તે તે ઓરડાની બાહર પડી; પેલા ક્રોઇને મળવા હાદર ઝપાટાબંધ ઉતરી તે બોટ હાઉસ આગલ તેણી આવી ઉભી—તેણી કે જે આટલી સુધ્ધ અને આટલી પ્રમાણીક હતી છતાં તેણીની પરણી જીંદગીનાં પેહલ્લાજ દીવસે તેણીનાં ભોલા ભરથાર સાથે દગો રમી બીજાંની પાસબાંની કરવા જતી હતી!

——:o:——

## પ્રકરણ ૪.

---

આકાશમાં એકાએક વાદળાંઓ ચઢી આવ્યાં, રૂપેરી ચાદરણીનું તેજ ગુમ થઇ ગયું અને રાતની ચુપકીદીમાં રાજ્ય ચલાવી રહેતો માહબોખતાર વાદળાંઓમાં ભરાઇ જઇ, ચોમેર ચુપકીદી સાથનો સીહા અંધકાર ફેલાઇ રહયો. ધ્રુજતાં શરીર સાથે નિનેટ તે એકાએક છવાઈ રહેલા અંધકારમાં ઝડપી પગલે ચાલી આવી તે બોટ હાઉસ આગલ ઉભી રહી.

તેણીનાં છુપા, ઝડપી, નાજુક પગલાંનો અવાજ સમજી તે બાહર આવ્યો અને એક નાહની હોડીને દરીઆમાં તરતી કરવામાં તેણીને હાથ લાગ્યો. એક શબ્દઓ ઉચાર્યાં વિના તેઓ તે બોટમાં ચઢી બેઠાં અને એક ઝડપી સાંપની ચાલે વેહલાં તે સ્વચ્છ પાણીનાં

ઝરામાં હલેસાં મારવા લાગ્યાં. કેવી રીતે હંકારી જવું તેની હાથથી નીશાનીઓ કર્યા શીવાય ત્યાં કશી વાતચીત ચાલતી હતી નહિ. તે ગુપ્ત અંધારા ગારમાં તેઓ તે નદીમાં આગળ અને આગળ વધ્યાં ગયાં.

"ઘણું દૂર છે કે?" તેણે ધીમા અવાજે પુછ્યું.

"નહિ."

"તું અહીં કેવી રીતે આવી શકી?" તેણે આતુરતા અને ખુશાલીથી ઝળકી રહેલી આંખો સહીત બીજો સવાલ કીધો.

તે બાળાનાં ગલાંમાંથી દુ:ખનું એક સુકકું ડસકળું બાહર પડયું.

"એ એક ઘણી સારી શરૂઆત છે." તે તીરસ્કારથી બોલી. "મ્હારી પરણી જીંદગીનું પહેલ્લું કાર્ય જ મ્હારા ભરથાર સાથનો ઠાગો છે."

"પણ એ બધું પામી તો નહિ જાય—ત્હારી ખાત્રી છે?" તે બીહધેલા અવાજે બોલ્યો.

"હા, મેં બધું બરાબર કીધેલું છે."

"અને તે માટે તું દલગીર થએલી લાગેછ."

"હું એમ કદીબી બોલી નથી."

"નહિ, પણ ત્હારો અવાજ, ત્હારો ચેહેરો એ બધું બોલ્લી રીતે કહી આપેછ

"અવાજ અને ચેહરા ઉપરથી બધું બારીક અવલોકણ કરતાં ત્હમે કયારથી શીખ્યાછ, વારૂ?" તેણી તેનાં ચેહરા ભણી જોયા વિના ભારી તીરસ્કારથી બોલી.

"નિનેટ, નિનેટ, તું આવી રીતે બોલી મ્હારી લાગણી ના દુઃખાવ. તું જાણુતી નથી કે ત્હારો એવો તુચ્છકારથી ભરેલો ઠંડો ચેહરો, ત્હારા તાંણો મારતા શબ્દ મને છાતીમાં કાંટા મીસાલ ખુંચેછ. એ બધી ચીજ મ્હારી ગઈ ગુજરી જાણે કાલેજ બની હોય તેમ મને યાદ દેવડાવેછ. આહ! ને વિચાર કર કે એક વખતે હુંબી તને ચાહતો હતો."

"પ્યાર ચાહની ખોદાને વાસ્તે વાત કરતાજ ના," તેણીએ ગુસ્સાથી ગગડાત કરી તેને ચુપ કીધો "મેં કીધેલું બુરૂ કામ મને પુરતી રીતે સતાવછ. તેનો પ્યાર—તેનો વિશ્વાસ અને તેનાં વિશ્વાસનો કીધેલો ભંગનો ખ્યાલ મને આવેછ અને હું મને પોતાને ધીક્કારુંછ."

"પણ મ્હારો દાવો તેનાં કરતાં વધારે વાજબી અને વધારે મજબુત છે—મ્હારો હક ઇંચેઇંચ ખરો છે, અને તે તું સારી રવેશે જાણેછ."

"હું તે જાણુંછ," તેણી બોલી અને પછી જાણે કશી વાત કરવા નહિ ઇચ્છતી હોય તેમ તેણીની આસપાસ ફેલાઇ રહેલાં અંધકારને ટીકવા લાગી, જાણે તે અંધકાર પાસે તેણીનાં ગેરઇનસાફથી ચીસચીસ પાડી રહેલાં બાતેનની તે દાદ ચાહતી હોય તેમ.

"હું પાછો આયોછ તેથી તું ઘણી દલગીર અને અસંતોષી દેખાએછ," તેણે જારી રાખ્યું. "ઓહ નિનેટ! અને તું એક વખતે

તો એમ કહતી હતી કે મ્હારી તરફનાં પ્યાર અને ફરજમાં તું કદી બી પાછી હઠશે નહિ."

"અને તે મ્હારૂં વચન મેં સારી રવેશે નથી પાળ્યું ?"

"પાળ્યુંછ; પણ ખરા અંતઃકરણથી તો નહિજ."

"મ્હારો કશો ચારોજ નથી. મ્હારાં માથે આવી પડેલી ફરજ મ્હારાં બળ કરતાં ઘણી વધારે બળવાન પુરવાર થઇછ;" તેણીએ કહયું; અને પછી ગદગદીત કંથે વધાર્યું, "જ્યારે હું મ્હારી નવી ખુશાળીનાં ઉંબર ઉપર ઉભી હતી–જ્યારે મ્હારી જીંદગીનું સૌથી બુલંદ સુખ ચાખવાની હું અણી ઉપર હતી, ત્યારે ત્હમે આવ્યા–મ્હારા સુખનો છલાછલ પ્યાલાને છેક મ્હારા હોથ આગળથી હડસેલો મારી તેનાં ત્હમે ટુકડે ટુકડા કરી નાખ્યા–મ્હારા ખુશાળી અને સંતોષથી છવાઇ જતાં જીગરને નાશીપાસી અને નામુરાદીથી ચીરી ફાંસી નાખ્યું ! આહ પણ મ્હને મ્હારી સેહજબી દરકાર નથી, સુખોની હું ટાચણી ભારબી ગણનાં કરતી. નથી–પણ–અરે, પણ તેના પ્યાર, તેનાં મ્હારા ઉપરનાં અથાગ વિશ્વાસનો મેંને ખ્યાલ આવેછ!" અને તે બિચારી તેણીનું ભરાવદાર શીર તેણીની અર્ધા ઉંઘાડી છાતી ઉપર નાખી દઇ એક ખોફજનક રડવું રડી. રે, તેણીનાં લગનનીજ પેહલ્લી પોહરે તેણીની નાજુક નયનોમા પડતાં આંજુઓથી તે કેવાં કડવાં, કેવાં વિલાપથી ભરપુર, લોહીનાં આંજુંઓ હતાં!

"પુહ! હું તો ધારતો'તો કે એવી મુરખ નબળાઇથી તું નિરાળી હશે." તે ભારી તિરસ્કારથી બોલ્યો; "શું ત્યારે તું એ ત્હારા થતા વરને ચાહેછ, એમ ?"

"તે મ્હારૂં કામ છે!" તેણીએ તેણીનાં આંજુઓમા મગરૂરીથી શીર ઉંચું કરી તુમાખીથી કહયું.

"ઠીક છે, નિનેટ, ઠીક છે!" તે કથોર સાહેદે બોલ્યો; "પણ એટલું તો હંમેશને માટે યાદ રાખજે કે આજની ત્હારી ત્રીક જો કોઇબી દીવસે એને જાણીઇ તો તું એની નજરમાં સદાની હલ્કી, તુચ્છ અને પાજીજ લાગશે!"

તેણી કમકમાતથી તે બોટનાં એક ખુણામાં જઇ ભરાઇ. "શું એવા શબ્દો બોલવાની ત્હમને મજાહ લાગેછ?" તેણીએ દબાએલા, નબળા, આજીજી કરતા અવાજે પુછયું. "આવી મ્હારી કૂર મજાક કરવાનું શું ત્હમને ખરેખર ગમેછ?"

તે જુસ્સાદાર શબ્દોથી તે લગાર ઝંખવાણો પડયો.

તે તમામ ચુપ થઇ ગયો અને ચુપકીદીમાંજ તે બોટને હલેસાં મારવા લાગ્યો. તેનું મગજ વિચારોની લાંબી અલગારોથી ભરપુર હતું, જ્યારે તેનાં સૂખ્ખત, પાજી હૈયામાં તે નિરદોષ સુંદરીની જીંદગીમાં કષ્ટનાં કાંટાઓ ભેળવાની તે જે શરૂઆત કરી રહયો હતો તે માટે પશ્ચાતાપની ધીમી લાગણીઓ ઉત્પન્ન થવા લાગી. તે લગાર શરમીંદગો બન્યો. તેને તેણીએ જે જે સોસ્યું હતું અને હજી પછી તેને ખાતર, તે બાપડી સોસનાર હતી તેનો ખ્યાળ આવ્યો; અને તેણીની જવાંનીની સુખી સહવાર, તેણીનાં સ્ત્રીપણાંની આબાદી અને ફ્તેહ તે હવે પછી છીનવી લેનાર હતો તે વિચાર તેનાં મગજમાં ઘુસી આવતાં–ગમે તેવાં પત્થરનાં હૈયાનો બેશરમ મરદ તે હતો છતાં–ધીમો પસ્તાવા તેનાં અંતઃકરણમાં થવા લાગ્યો.

"આએ રહ્યું તે મકાન," તેણીએ તે અંધકારમાં દુર આવેલું એક ચોરસ ન્હાનું ઘર બતાવી કહ્યું. તે એક ન્હાનું અસલની બાંધણી ઉપર બંધાએલું મકાન હતું, જે તે નદીની એટલી તો નજદીક આવ્યું હતું કે સાધારણ તફાવતે બોટમાંથી તે ઘરમાં દાખલ થવાની પેહલ્લી બીજી સીડી ઉપર આસાનીથી કુદકો મારી શકાતો હતો. તે પત્થરનું બાંધેલું એક પડત હાલતમાં પડી રહેલું ભુતો અને પલીદોનાં વાસાથી ઘેરાએલાં મકાન તરીકે ઓળખાતું હતું અને ત્યાં તે ગામડાંનું અભણ લોક કદીબી જતું હતું નહિ. "એ સૌથી સલામત જગા છે," બોટ તે મકાનની નજદીક આવતાં તેણીએ કહ્યું. "અહીં કદીબી કોઈ આવતું નથી. લોકોમાં એ મકાનને માટે એટલી બધી તો ધાસ્ની પેદા થએલી છે કે અહીં આવીને જોઇ જવાનો ખ્યાળ વટીક કોઇ કરી શકતું નથી. ધાસ્તી તળી જાએ ત્યાં સુધી તહમે અહીં રેહજો. હું કાલે અત્યારે પાછી આવશ ને મ્હારી સાથે કાંઇ ખપ જોગું લઇ આવશ. તેટલાં તો તહમને આએ ડરામણાં મકાનમાં એમનું એમજ રેહવું પડશે—અંધારા ગારમાં, ભુખ્યા તરસ્યા. ચાલો ખોદાને ખાતર હવે ઉતાવળ કરો. દરેક પળ ધાસ્તીને નજદીક અને નજદીક ઘસડી લાવેછ."

"તું પાછી કેમ જઇ શકશે?"

"તેની તહમને પંચાત કરવાની કશી જરૂર નથી—હું છેઉં ને આએ વેહતાં પાણીનો ઝરો છે."

"ને તું મને, અને ચુપકીદી અખ્ત્યાર કરવા તેં આપેલાં ત્હારાં વચનને તો નહિજ ભુલી જશેની?" તેણે તેણીનાં સુંવાળા કર

ઉપર પોતાનો જમણો ખરબચડો કર મુકી કહ્યું. "તું અહીં આવ્યા કરશેની?"

"બીહવાની કશી જરૂર નથી." તેણીએ કઠોર અવાજે કહ્યું; "જ્યાં સુધી મ્હારાં જીવમાં જીવ છે ત્યાં સુધી હું મ્હારી ફરજ સારી રીતેજ બજાવીશ."

"તું એક ખરી બાહદુર છોકરી છે," તેણીનાં ફીકકા મકકમ, ખુબસુરત ચેહરા ભણી અજાયબી અને વખાણની એક નજર નાંખી તે બોલ્યો. "ખચ્ચીત, ત્હારી પાસે એક આવું અગાધ કામ હું કરાઉંછ તે માટે ત્હારે ખાતર હું ઘણો દલગીર છેઉં."

"દલગીર કે ખુશી થવાનો આ કંઇ સમો નથી," તેણીએ ઠંડાઇથી કહ્યું. "હવે તો જે બન્યું એ બન્યું. વખત ના ખોહવ અને હવે ત્હમે જતા રહો."

તે વાંકો વળ્યો અને તે મીઠા સફેદ મુખમુદ્રા ઉપર એક બોસો લીધો, જે માટે નાતો તેણીએ કાંઇ વાંધો ઉઠાવ્યો કે નાતો તેણી રાજી કે સંતોષી થએલી જણાઇ; ત્યાર પછી તે બોટને તે મકાનની સુફેદ દીવાલોની નજદીક લઈ આવીને એક કુદકા સમેત તે જમીન ઉપર આવ્યો.

ચંદ્રમાંના ઝાંખા કીરણો સીહા વાદળાઓને ગોયા ચીરીને આકાશમાંથી બાહર ડોકાવા લાગ્યાં, અને તેઓનાં ધીમાં ફીકકા પ્રકાશનો પડછાયો નદીનાં પાણી ઉપર ફેલાયો. તે અંધારી ધમગોર રાત્રે તે પરીસુરત બાળાનો ચેહરેનમુન મુખડો મોહત જેવો ફીકકો અને

ઉજળો સપ હતો. તેણી તે મકાનની અંદર તે સહીસલામત જઇ શક્યો હતો કે નહિ તે નિહાળવા થોડીક પળો ત્યાં થોભી અને પછી તેણીનાં તાકાત અને ગોયા જીવણ વિનાનાં હાથોમાં હલેસાં ધરી મીલ હાઉસ ભણી પાણીની પોહળી પીઠ ઉપરથી જવા લાગી.

તેણી તેણીની સનમુખ ફસડાઈ પડેલાં ધાસ્તીભર્યાં કાર્યથી અત્યાર આગમચની એટલી તો ઢાકીને લુસ થઇ ગઇ હતી કે મન વગરનાં હલેસાં મારવાનું કામ તેણીની ઠાકમાં કશી પણ રીતનો ચીંતાતુર વધારો કરી શકયું નહિ; એકાએક ફુંકાતા પવનનાં સુસવાતા અને ધીમે ધીમે થતી ભરતીનાં ધીમાં સુકુક કરતા અવાજો તેણીને બીહધરાવીને બેતાકાત કરવાને બદલે તેણીનાં દુઃખી, બેસબર દેમાગને થોડીક ઘણી તરોતાજગી બક્ષવા લાગ્યા. તેણીનાં માથાંની બરાબર ઉપર આકાશમાં અરડાઇ પડેલાં કાળા બીહામણાં વાદળાંઓ, પાણીની ઉપર પડતાં તેઓનાં પડછાવાનાં શીહા ભયંકાર ધાબાંઓ, ઘુવડ પક્ષીની પાંખનાં ફફડાત અને જીગરને આરપાર ચીરી નાખે એવી ચીચ્યારીઓ તેણીને નાસબરીથી ધુજાવી ધગાવી મેલવાને બદલે, તેણી સનમુખ અરડાઈ પડેલી ફરજ ધીરજથી બજાવવા ગોયા તેણીને હીંમ્મત અને ધીરજ દેતાં હતાં.

ત્યાર પછી જમીન આવતાં તેણી બોટમાંથી કુદકો મારી બાહર આવી. પછી તે બોટને બાંધી તેણી ઝડપી, સાબુત કદમે પોતાના મકાન ભણી ચાલી આવી.

પોતાનાં પગમાંના બુત કાઢી લઇ, તેને હાથમાં પકડી તે દાદર એક ચોરની અદાએ કમાનમાંથી છુટેલાં એક તીરની ઝડપે ચધી

આવી અને પોતાના ઉંધાડા ઓરડામાં આવતાં તેણીનું નાજુક જીગર ઘણા જોસથી ધબકવા લાગ્યું. તે ઓરડો એમનો એમ હતો. જ્યાં એક બીછાણાં ઉપર તેણીનો ભરથાર તેણી તેને છેલ્લો છોડી આવી હતી તે હાલતે જેમનો તેમ, તદન હાલ્યા ચાલ્યા વગર ચતોપાત પડયો હતો. તે હજુ ભારી ભર ઊંઘમાં હતો અને તેનો ધાડો, ઘોઘારી ઘોરવાનો અવાજ તે શાંત મધ્ય રાત્રીએ તે નીરદોષ બાળાનાં બાતેનને છેક ઘણાં ઉંડાણથી ધ્રુજાવી ધપકાવી મેલતો હતો.

"થેન્ક ગોડ!" તે બરબડી; "ઓહ, થેન્ક ગોડ!" અને તે ગુથણુમંડીએ પડી તેણીની રાત્રીના ધારા મુજબની બંદગી કરવા લાગી. તેણીએ એક ઘણી જુસ્સાદાર પ્રાર્થના કરી, જેમાં તેણીએ તે માલેકે જેહાન પાસે ઘણું કરગરી માંગી લીધું કે જેવી રીતે આજ રાત્રે તે સહીસલામત, તેને મલ્વા પછી, પોતાને બીછાણે જવા પામી હતી તેવી હમેશાં પામતી રહે."

ભોળી નિરદોષ નિનેટ! તે પોતાને તદન સહી સલામત ધારતી હતી.

સહીસલામત શું તે બાઇ ખરેખર સહીસલામત હતી? આહ પ્યારનાં અંધાપામાં તેણીને કશું જણાઇ શકતું હતું નહિ, મગર તે બિચારી સહેજબી સહીસલામત તો હતીજ નહિ, કેમજે ધીકકાર અને અદેખાઇની એક નહિ પણ હજાર આંખ્યો હોય છે; જ્યારે પ્યાર આંધળો બની કોઇ પણ ચીજ નિહાળી શકતો નથી, ત્યારે તીરસ્કાર અને ઇર્ષા બેવડી જાગૃત રહી સઘળી ચીજો તરફ પોતાની તીણી નજરો સદા ફેંકતી રહે છે!

* * *

"પીઅેર લઇ, હું ત્હારી સાથે કાંઇ વાત કરવા માંગુંછ."

તે જવાન મીલર પોતાના ખુશ ખ્યાલોમાંથી ઝબકી ઉઠયો અને ઉપલા શબ્દો બોલનાર ભણી ફર્યો,

"કોણ? રોઝ માયકલ-તુ છે?" તેણે કાંઇક અણગમથી તે આકારને જોઇ કહયું. "નિનેટને માંગેછ? એ અંદર ઘેરમાં છે."

"નહિ–નિનેટ સાથે મને કાંઇ કામ નથી. હું તો તને મલવા માંગુંછ."

સમીસાંઝની દીલખુશ લાઇટ લગભગ આખર થવા આવી હતી અને રાત્રીની સીહાઇ ચોમેર ધીમેધીમે પોતાની સતા પાંથરતી હતી. આખા દીનની થાક ઉતારવા માટે જવાંન પીએર નદી કાંઠે આરામ અને ઠંડક લેતો ઉભો હતો. તેનો ચહેરો ખુશમીજાજીથી ભરપુર હતો અને હોઠ ઉપર હસવાં સાથેજ તે તેને એકાએક બોલાવનાર અબળા તરફ ફર્યો હતો. તેનું જીગર એક નિરદોષ બકલ્યાં જેવું ખુશાળ અને ફીકર ચીંતાથી વેગળું હતું, જ્યારે તેને તેની જીંદગી સૌથી સુખી, સૌથી આબાદ અને સૌથી ઝળકતી લાગતી હતી. તેને કોઇપણ રીતની ધાસ્તી કે ચીંતા હતી નહિ. માત્ર બે ત્રણ દીવસ થયાં તે, તેની સાથે એક અઠવાડયું થયું પરણેલી અબળા માટે લગાર ફીકરમંદ બન્યો હતો. તેણીનો ચહેરો લગાર જાસ્તી ફીકકો અને તેણીની આંખોમાં હમેશથી ઘણું ઓછું તેજ ઝળકી રહેલું તેને હમણા હમણા માલમ પડલું હતું; મગર તે તેનો ખાલી ધખારો હતો એવું માની તેને તે ઉપર એકથી બીજી વખત કશોબી વિચાર કર્યો હતો નહિ.

"મને મળવુંછ? કાય?" તેણે તદન બેદરકારીથી તેણીને પુછયું, જયારે આખ્ખો વખત તેની આંખો આતુરતાથી તેનાં સાદાં અસલી

મકાન ભણી ટીકાએલી હતી, કે જ્યાં તેની પરીસુરત મહોરદાર તેનો કામધંધેથી પાછો ફરતો થાકેલો આકાર મોજ અને વાહલથી રોજનાં ધારા માફક જોતી બેઠી હશે.

"બાબદ ઘણી ગંભીર છે, પીએર," તેણી એક શીયાળનાં જેવી દુષ્ટ આંખો તે મગરૂર મગર સાદા જવાંનનાં ટટાર આકાર ભણી ફેંકી બોલી. "તેં ત્હારૂં બેહસ્ત અહીં ભોગવી લીધુંછ—એક મુરખ, દીવાના મનુષ્ય માફક. શું હવે તેમાંથી બાહર કુદી પડવાનો ત્હારો વિચાર નથી?"

"તું કહેવા શું માંગેછ?" તેણે એકાએક ગુસ્સાથી ભવાં ચઢાવી ઝનુની અવાજે સવાલ કીધો.

"જમીન અને હવા ઘણાં સારાં છે," તે દુષ્ટ દદા બરબડી, "મગર એક ઓરતનું દીલ ઘણું નીચ અને બેવફા છે."

તે લગાર ચમક્યો. તેની જવાંન છાતીમાં એક ઝટાકે બીહકનો એક ધીમો રોહ વહી ગયો અને તેને તેનાં મકાન ભણીથી નજર ખસાડી નાખી તેની પાસે ઉભેલા તે દગાખોર ઓરતનાં ભુરા કથોર ચહેરા ભણી ટગરટગર જોયું. તે કશું બોલી શક્યો નહિ.

"અલબટ, ત્હારી આંખો ખોળવા માટે તું મ્હારો ઉપકાર તો કદી માનવાનોજ નથી, કેમજે જેઓ પ્યારમાં છે તેઓ આંધળાં તેમજ ઉપકાર કરનાર ભણી ઘણાં અપકારી હોય છે." તે દદાએ એક સાંપ પેરે સણસણાત કર્યો. "પણ મને પુછવા દે કે ત્હારી બૈરી રોજ મધરાતે કોઇને—તેણીનાં એક કોઇ લવરને મળવા જાયછ તેની તને કાંઇ ખબર છે કે? મેં તેણીને આવી રીતે બેબેવાર જતાં

ખુદ મ્હારી આંખે જોઇછ, અને તેણી ત્હારી સાથે ફક્ત એક અઠવાડયું થયાંજ પરણીછ!"

તે ગુસ્સે થયો, બીહધો અને પછી તમામ ફીક્કોફચ મારી ગયો!" તેની છાતીમાં એકાએક આંકરૂં ભરાઈ આવ્યું અને તે મુસીબતે સ્થિર ઉભો રહી શકયો. તેને ઝટ એક ઝાડની ડાંખળી ટેકા થકી પકડી લીધી. તેનું લોહી ગોયા ફરતું બંધ થઇ ગયું—તેનું જીગર ધબકારા કરતું ઉભું રહી ગયું અને તે તમામ સુનો સાવજ અને અવાચક બની રહયો, જાણે તેનાં ખોળ્યાંમાંથી તેનો ક્ષણીત જીવ નિકળી ગયો હોય તેમ.

"તું જુઠું બોલેછ—હડહડતું જુઠું બોલેછ!" તેનાં જીગરમાં આરપાર ધારદાર કટારી ચલાવી દીધા પછી બેસુમાર લોહી જવાનાં સબબસર તે તમામ નસોસ અને બેહોસ થઇ ગયો હોય તેવા ધીમાં નબળા અવાજે, તેની વેદના કરતી છાતી ઉપર હાથ દાબી, તે બોલ્યો.

"એ જુઠું છેજ નહિ. હું જે બોલુંછ તે ખોદાની હસ્તી જેટલુંજ ખરૂં અને સાચ્ચું છે." તેણી બોલી. "આએ અઠવાડયામાં બે વખત મેં એને ચોરી છુપીથી નદી કીનારે જતાં જોઈછ; ત્યાંની બોટમાં બેઉ વખતે એ કેડે હંકારી ગઇ હતી—કયાં તે હું કલ્પી શકતી નથી. મધ્ય રાત્રી અને સહવારનાં પોહર ફાટયાની વચ્ચે એ પાછી ફરેછ. એમ કેમ કે એ બધું તેં હજી શોધી નથી કાઢયું, દોસ્ત પીએર?" તેણીએ સીપલાટ કર્યો.

"એ તેણીની વિરૂધ્ધ એક તરકટ છે—એક અદેખું આળ છે!" તે બોલ્યો. તે ઘણું ઉશકેરાઈ આવી મોટે અવાજે બાંગ મારવા

ઇચ્છતો હતો, તેની છાતીમાં સંતાએલા ખોફને સારી રવેશે જાહેરાત આપવા થકી; મગર અફસોસ કે ભારી જેહમત પછી તે માંડમાંડ સમજી શકાય' એવા સાહદે તે શબ્દો ઉચારી શક્યો. "માહરી સાથેજ એની હાજરીમાં આવ અને જો ત્હારામાં હીમ્મત હોય તો એ બધું એનાં મોહ ઉપરજ કેહે."

"એમ કર્યાથી તો વધુ નપેતર થશે," તેણીએ હીમ્મતથી કહયું. "એ ખુશ ખુશાલ એક નવુ' જુઠાંણું જોડી કાઢી મને ત્હારી સમક્ષ ફજેટ પાડશે. નહિ. પીએર લરૂ, એથી બેહતર હું કરી શકુ એમ છે. મ્હારા શબ્દોની સચ્ચાઇ તું ત્હારી મેળેજ પુરવાર કરી શકશે, જો ફકટ ત્હારામાં ધીરજથી તપાસ કરવાની ટેવ હશે તો. આજથી ત્રીજી રાત્રે એ પાછી જશે–એ વખત ત્રણ ત્રણ દીવસને આંતરેજ એ એના કોઇને મળવા જતી મેં જોઇછ. ત્રીજી રાત્રે જ્યાં બોટ રાખેલી છે ત્યાં જઇને તું ઉભો રેહજે-ત્હારી શાંત ઉંઘના ભોગે, અને જોજે કે હું જુઠહું બોલુંછ કે ખરૂં. જો હું ખોટ્ટી માલમ પડું તો તું પુર છુટથી આખ્ખા ગામમાં હું એક સૌથી બુરી બદગોઇ કરનારી બલા છેઉં એવું જાહેર કરજે."

તેનાં ઉપર એકદમ હલ્લો કરી લાવેલી ધાસ્તીની લાગણીઓ હવે જરા લગાર સમી ગઇ; અને તેની સામે ઉભેલી ઓરત શું કહેવા માંગતી હતી તેનો તેને ખ્યાલ થતાં તેની છાતી ખોફથી ઉછાળો મારવા લાગી, જ્યારે ગુસ્સાથી તેનો ચેહરો કાળો ઠણુક મારી આવ્યો.

"આહ, જો તું એક માટીદો હતે!" તે બીડેલા દાંતો વચ્ચે તેનાં નહિ વર્ણવી શકાય એવા ગુસ્સાને બાહર પાડતાં ધીમાં ઝનુંની અવાજે બોલ્યો.

"તો હું ધારૂંછ કે તેં મ્હારૂં ગળું જરૂર ભચડી નાખ્યું હતે!" તે હસીને મળકાત કરતી બોલી; "કારણ કે—કારણ કે તું એક કેવી બુરી ઓરતને પરણ્યો હતો એવું મેં તને દેખાડી આપ્યુંછ."

"એકદમ ચુપ થા;" તેણે ગુસ્સાથી આખ્ખા દીલે ધ્રુજતાં ગર્જના કીધી. "મ્હારી નજરો સનમુખ મ્હારી મોહરદાર માટે કશાબી બુરા શબ્દો બોલવાની તું હીમ્મતજ ના કરતી."

"તુંને મનાવવાનું કામ ઘણું કઠણ છે," તે બોલી. "પણ ત્હારી માફક એક ઉલ્લુ જીંદગી ગુજારતાબી ઘણા જવાન્યાઓ છે."

"તું એક વખતે તો એની મીત્રણ હોવાનો દાવો કરતી'તીની?" તેણે તે દદાનાં બુરા કપટી ચેહરા ઉપર એક ધીક્કારની નજરે જોતાં કહયું. તે શબ્દો તેણીને કશી અસર કરી શકયા–તે ઠપકારૂપી શબ્દોથી તેણીના ચ્હેરા ઉપર લોહી ધાઈ આવ્યું; મગર બીજીજ પળે તે ખડખડાત હસી પડી.

"હા, મીત્ર; પણ જ્યાંસુધી હું એને નિરદોષ માનતી હતી ત્યાં સુધીનીજ." તે બોલી. "હવે તો નહિજ. હું જાણુંછ, તું મને ધીક્કારશે; કારણ કે હું તને અંધારામાંથી ઉજાસમાં લાવીછ; મગર તેની મને પરવાહ નથી. પ્યારમાં પડેલાંઓ હમેશાં એવાંજ હોય અને થઇ શકેછ."

તેને તેનો ચેહરો તેણીનાં બેડોળ મુખ ભણીથી હચાડી નાખ્યો અને તેની સમક્ષ અરડાઇ પડેલી કુદરતી રચનાને બેદરકારીથી જોવા લાગ્યો–તે દેખાવ કે જેની ભણી થોડીક મીનીટો થયાંજ તે વખાણુની એક સુખી ખુશાળ નજરે જોતો હતો। તેની આસપાસ હવે

સર્વોમ અંધાપો ફેલાઈ રહયો. સઘળું તેને શાંત અને બાગે બેહસ્તનાં જેવું જણાતું હતું—થોડીક મીનીટો અગાઉ તે સઘળું આનંદથી ઝળકી રહેલી આંખો અને હલકાં વા જેવાં જીગરે નિહાળી રહયો હતો. અને હવે—હવે ચોતરફ બીહામણો, સીહા અંધકાર ફેલાઇ રહેલો તેને જણાયો. તેને લાગ્યું કે તેની જીંદગીમાં એક હવે એવો ભારી બોજો આવી પડયો હતો કે જેને ઉપાડવાની તેનામાં મુદલ તાકાત હતી નહિ—તેને લાગ્યું કે તેનાં શીર ઉપર હવે એક એવો જાલેમ સીતમ આવી વરસ્યો હતો કે જે તેનાં બળ કરતાં ઘણો જોરાવર અને તે સહન કરે તેથી ઘણો જ્યાદા જફાકારક હતો.

છતાં—એ સઘળી કંગાળ્યત કે જે બાપડાની સુખી, સંતોષી જીંદગીને સર્વોમ કચડી ભચડી નાખતી હતી અને એ સઘળું જીવલેણ દુઃખ કે જે બાપડાને ગુસ્સાથી દિવાનોજ કરી મેળતું હતું તે છતાં—તેનો પેહલ્લો વિચાર તેણીની પાકીજગીને બચાવવાનો હતો. તેણી સામે મેલાયલાં જુઠ્ઠાં તરકતી આળોને પાછળ મારી હઠાવી તેણીની જીંદગીને સફા અને ચોખ્ખી પુરવાર કરવાનો હતો. તે તેણીને એવી તો ઉંડી ફીદાગીરીથી ચાહતો હતો, તેણીમાં તેનો એવો તો આંધળો વિશ્વાસ હતો કે-શક ઘણી આસાનીથી તેની છાતીમાં જગો કરી શકયો નહિ.

"હવે તું કાંઇ જાસ્તી કેહવા માંગેછ?" તેણે પુછ્યું.

"જાસ્તી? જાસ્તી હોવજ શું જે બોલું?"

"ઠીક છે. પણુ યાદ રાખજે કે હું એ સઘળું વિસરી જનાર નથી. એ બાબદ કાંઇ અહીંજ ખતમ નથી થતી. પણુ હું તહારા શબ્દોમાં ખોટારૂં છે કે નહિ તે પુરવાર કરશ અને પછી—"

"અને પછી?" તેનો ગુસ્સાથી ભુંડ જેવો ચેહેરો નિહાળી તે બીહમેલી છાતીએ બોલી.

"તે બોલવા માટે હું ત્હારા ઉપર કીનો લેવશ!"

અને તે જુસ્સાદાર શબ્દો બોલી તેને તેની પીઠ ફેરવી નાખી, અને પોતાનાં મકાન ભણી ચાલવા માંડયું—તે જુન્નું ભુરા પત્થરનું મકાન કે જ્યાં તે છેક બચપણથી અત્યાર વેર વરયો, કેળવાયો અને મોટો થઓ હતો, કે જયાં માત્ર સ્વમાન, સદ્ગુણ અને પાકીજગીજ પેહદી દર પેહદી રાજ્ય કરી રહી હતી, કે જેની એકબી કલક વિનાની આંત અને આબરૂ માત્ર તે ગામમાંજ નહિ પણુ માઇલોનાં માઇલો છેટે આવેલી જગા ઉપર ફેલાઇ રહેલી હતી. ઓ ખુદા, શું તેજ એકબી કલંક વિનાનાં મગરૂર નામ ઉપર તેની મોહરદાર કે જેને તે આટલી સદ્ગુણી, આટલી રૂડા આચરણવાલી ધારતોતો તેજ એક કદી નહિ ભુસાય તેવો કાળો દાગ પાડનાર હતી?

તે સરબસર દીવાનોજ બની ગયો. જો કે રોઝ માયકલે કહેલી વાત તે મજણુતીથી માનતો નજ હતો અને તેથી કાંઇ તેણીમાંનો તેનો વિશ્વાસ ડામાડોળ કે તેનો પ્યાર ઓછો થયો તો નજ હતો છતાં એક જાતની ધીમી, દારૂણુ ધાસ્તીની લાગણીઓ તેનાં કળ ખાતાં હરદયમાં શરૂ થઇ ચુકી હતી, અને બરફનાં ઠંડા તન બદનને અકરાવી નાખે એવાં પાણી માફક એક ધીમો રોહ તેની રગેરગમાં વહેવા લાગ્યો. તે એકદમ શકીલો તો નજ બન્યો હતો છતાં એક એવી લાગણીએ તેનાં દીલમાં રૂપ લીધું હતું કે જેની છુપી, ઠંડી આગે તે સરબસર બળી જઇને કવાબ થવા લાગ્યો.

તે એક ધુમ પીધેલા મરદની માફકજ લપેરા ઉપર લપેરા ખાતો પોતાનાં મકાન ભણી જતો હતો તેટલાં તે અધવચ્ચે ઉભો રહી ગયો. તેણે તેનાં હાથો તેનાં મકાન ભણી ઘણાં જુસ્સાથી લંબાવ્યા અને તમામ બેધ્યાંનપણે મોટે બરાડ મારી ઉઠયો, "ઓ, મ્હારી મોહરદાર, મ્હારા પ્યાર, આખી દુન્યાને બેવફા અને ઠગારી પુરવાર થવા દેજે—પણ તું—તું, મ્હારી નેક નિનેટ, મને સદા સાચ્ચીજ નિવેડજે!"

અને તે આગળ વધ્યો. ગુસ્સાથી તેની છાતી થલથલ થતી હતી, બીહકથી તેનું શરીર કંપતું હતું અને તે તેનાં હાથોની મુકકીવાળી તરેહવાર વિચારનાં ગુછળાં સહીત તેનાં મકાનેં જવા આગળ વધ્યો. તે હોઠો કે જે તેને વારંવાર ચુમ્યા હતા, તે મીઠડું ભરાવદાર માથું કે જે તેની છાતી ઉપર ચલુ ટેકો લેતું હતું, તે સફેદ મખમલી કરો કે જે તેને તેનાં દીલનાં સઘળા પ્યાર અને જુસ્સાથી દાબ્યા હતા તે તમામ પાક, અને નિતિમાનજ હોવા જોઇએ અને જો તેમ કદાપી નહિ હોએલા—અને તેવું માનવાને તે સાફ ના પાડતો હતો—તેને માલમ પડે તો તેણી, તેને વિચાર્યુ કે, તેને મનસે મુવેલીજ હતી; તેણીની પાછલી કે હાલની જીંદગીમાં જો કાંઇબી તેને શરમાવનારૂં હોય અને તે તેણીએ તેના વિશ્વાશનો ઘાટ કરી તેનાથી છુપાવેલું જણાય તો તેણી તેને માટે વધુવાર હતીજ નહિ—તેવા તેણીનાં દોજખી અવતારે તે તેની સાથે કદી કદી પણ વસી શકશેજ નહિ. પણ, તે તેનાં વસવસા વચ્ચે પોકારી ઉઠયો, તેની નિનેટ કદી એવી બુરી હોઇ અને થઇ શકેજ નહિ—તે કે જે નિરદોષતા અને અશોઇનોજ એક આયનો હતી, કે જે તેને તેનાં જેટલાંજ હેતથી ચાહતી અને માન આપતી હતી!

તે ભાતભાતનાં વિચારોથી તપી આવેલાં દેમાગ સહીત તેનાં સાદા મકાને પુગ્યો; અને ચચાર ફાંડગે ચઢી એક બીહધેલા કુત્રા મીસાલ હાંફતો હાંફતો તેની ભારજાની સમક્ષ જઇ ઉભો.

—:o:—

# પ્રકરણ ૫.

તે એક ઘણું મનોરંજક ચિત્ર રજુ કરતી હતી. એ નિનેટ લરૂ. ફીકક્ા ચેહરા, ભારી આંખો અને સાદા સફેદ ગામડાનાં પોષાકમાં સજ્જ થઇ, ખોળામાં તેણીનાં સફેદ ઠંડા કરો મુકી તમામ એ ધ્યાનપણે ઘણી દુ:ખદાયક અદાએ તે શોકાતુર સજ્જની બેઠી હતી. સાંહજના ભોજણ સારૂં ટેબલ ગોઠવાઇ ચુકી હતી, અને તે ન્હાની ટેબલ કલોથ ઉપર મુકાએલાં તાજાં મોઘરાનાં ફુલો ઠકેલા જીવને કરાર દેતો મઘમઘાત તે ઓરડામાં ફેલાવી રહયા હતાં. તે એક નાહનો મગર એવી તો સંભાળ ભરેલી રીતે તજુમલથી ગોઠવેલો ઓરડો હતો અને તેમાં બેઠેલી તે ગુણસંપુર્ણ ગામડેની ગોરી કાંઇ એવું તો સાદું સોકાઅીમાં ગરક ગએલું, જોતાં દીલને ચાકચાક કરી નાખે તેવું, મનોહર ચિત્ર રજુ કરતી હતી કે કોઇ પણ જોનાર ઘણી સહેલાઇથી પોતાની નિરાશા, ક્રોધ કે ગમગીની સંહેજવારમાં ભુલી જાય.

ગુસ્સે થયેલો બીહધેલો, વહેમાયલો, પ્રમાણીક મગર મગરૂર પીએર લરૂ વટીક થોડો વખત તો પોતે પોતાને વિસરી ગયો. મગર તે પાછો ઘણો જલ્દી બીદાર થયો, અને તેની પ્રીય મોહરદારનાં તમામ

બેધ્યાંન આકારને સહેજ–ઘણી સહેજ કઠોરતા અને તીરસ્કારની લાગણીથી જોવા લાગ્યો.

તેણી, તેની હાજરીનો સણુસારો જણાતાં, ઝબકીને ઉઠી અને તેની ભણી ઝડપી, ઉલ્લટમંદ પગળે દોડી; તેણીનાં હોઠો ઉપર એક દીલપઝીર હસ્વું હતું, તેણીની નિરદોષ આંખોમાં તેને આવકાર આપતો પ્રકાશીત તેજ ઝળકી રહયો હતો, જ્યારે થોડીજ પળો અગાઉનું તેણીનું મંદ જીગર અસલની ખુશબખતીભરી લાગણીઓથી, પાછું ધુજવા અને ગેલગમત કરવા લાગ્યું. તેણીએ તેને ભેટવા તેણીનાં હાથો લાંબા કીધા અને તમામ ગોલાબી થઈ આવેલો તેણીનો મુખડો તેણીએ ઉપાડયો, એક હેત ભરી કીસીને તેણીનાં કીરમજી રેખસારાઓ ઉપર આવકાર દેવા થકી; મગર આજે તેણીએ તેણીનાં ભરથારનાં માયાળુ ચહેરા ઉપર એક એવો દેખાવ વ્યાપી રહેલો જોયો કે તેણીની રગોમાં દોડતું લોહી એકાએક થરીથામ થઇ ગયું! તેણીની બરડાની કરોડમાંથી એક ધીમી કચવાત પેદા કરનારી કંપારી પસાર થઈ ગઇ અને બીહકથી તમામ નાસબર અને નામુરાદ થઇ ગયલાં ઠંડાગાર જીગરે તે એક બે ડગળાં પાછળ હઠી ગઇ. તેણીનાં હાથો તેણીની બાજુમાં બેતાકાતીથી પાછા પછડાઇ પડયા. તેણીનું આખ્ખું તન, તોફાની મોજાવાલાં સાગરમાં સપડાએલી નાવ પેરે ધ્રુજવા અને કંપવા લાગ્યું. તેણીનાં મોહ ઉપરની સુખી, ઝળકતી સુર્ખી ઉડી ગઈ, અને તેને બદલે તેણીનું મુખડું એકાદ કલંકીત ગુનેહગાર માફક સફેદ પુણી જેવું થઇ આવ્યું. તેને તે જોયું; તે સઘળું બારીક અવલોકન કરતી તીક્ષણ નજરે ભારી તીરસ્કારથી પીએર લરૂએ નિહાળ્યું.

"શું આએ વાત ખરી છે?" તેણે ધોધારી સાહદે પુછ્યું.

તે શબ્દો થોડાક, મગર પુરતા કઠોર હતા, કે જે તેણીનાં અંતઃકરણને ચીરીને છેક ઉંડાણમાં એક ભયની ભયંકાર લાગણી કે જે તે બાપડી બાહર પ્રગટી નિકળતી છુપાવી શકી નહિ તેની સાથે વાસો કરી રહયા. તેણીનું માથું તેણીની છાતી ઉપર ઝુમી પડયું; તેણીએ તેણીનાં બન્ને હાથો દયાજનક અપીલ કરતી ફીસમે તેની ભણી લાંબા કીધા.

"પીએર, તહમે મ્હારે માટે શું સમજ્યુંછ? પીએર, તહમે શું કેહવા માંગોછ?"

તેનાં દીલમાં ગુસ્સાની એક સળગાવેલી ભઠ્ઠી બળવા લાગી. તેણીની અદાઓ, તેણીનો સાહદ, તેણીએ ઉચારેલા શબ્દોમાં તેણીનો ગુનાહ તેણે વાંચી લીધો અને તે સુધ્ધો મરદ ક્રોધથી બધો લાલ લાલ થઇ આવ્યો.

"ના મુકકર જવાની કશીબી જરૂર નથી—ત્હારો સાહદજ તને ગુનેહગાર પોકારેછ."

તેણીએ ફાટેલે ડોળે આજીજી કરતાં તેની ભણી જોયું; તેણીનાં લોહીનાં એકબી છાંટા વિનાનાં હોઠો એક નબળાં, માદાં બચ્ચાંનાં હોઠો માફક ધ્રુજતા હતા.

"અરે, અરે, તહમે મને ઘણો ગેરઇન્સાફ કરોછ," તેણીએ કરગરેલા સાહદે કહ્યું; "મેં એવું કાંઇબી ગુનાહ ભર્યું નથી કીધું—એવું કાંઇબી—"

તેણીને પાટીયાં ગોઠવતી ધારી તેની ગુસ્સાથી જળતી આંખોમાં એકદમ ખુનસ ધાઈ આવ્યું.

"ચુપ કરો" તેણે બરાડ મારી; અને પછી તેણીનું ધુજતું ઠંડુ-ગાર દીલ ધરી ધંધોળતાં અને તેણીનાં ફીકકા, બીહધેલા, લોહીનાં એકપણ છાંટા વિનાનાં ચેહરા ભણી એક ક્રોધે ભરાએલી, જુસ્સા-દાર તીણી નજરે—જાણે તેણીનાં અપ્રમાણીક અંતરમાં પેસી, તેણીનો ગુનાહ શોધી કાઢી, તેનો ભુકેભુકો કરી નાંખવા માંગતો હોય તેમ-નિહાળી તેણે વધાર્યું. "જવાબ આપ! તું—કે જેને હું મ્હારી જીંદગીના સઘળાં જોશથી ચાહુંછ, કે જેને હું સૌથી સુંદર, સૌથી નેક અને સદગુણી, સૌથી સાચ્ચી ધારતો હતો તે-મ્હારી ગોદમાંથી ન્હાસી જઈ રાતનાં ચોરી છુપીથી કોણને મળવા જાએછ? તે એવો તે કોણ બેપુન્યાદ છે કે જેને તું એટલી બધી ચાહેછ કે ત્હારાં સ્વમાન, ત્હારી આબરૂ, ત્હારી સહીસલામતીનાં ભોગેબી ભયાનક, અંધારી કીલ્યાણુ રાત્રીનાં વખતે ભેટવા દોડેછ? ઓ, ખુદા, શું હું મ્હારી પરણેતરનેજ એવા કફોરા કઢંગા સવાલો કરૂં?" તેને તેનાં ગુસ્સાએ આજેજ કર્યો, અને તે તેની મોહરદાર ભણીથી, નજર ખસાડી નાખી, પોતાનાં ચહેરાને શરમીંદગીથી હાથોમાં ધાંકી ઘણાં ગદગદીત કથે બોલી ઉઠયો, "પ્યાર કહે કે એ બધું ખોટ્ટું છે. હીંમતથી ત્હારાં ઉપર મુકાયલા બોહતાનને ખોટો પાડ; હંમેશનીજ ત્હારી નેક, નિરદોષ નજરે મ્હારા મુખ ભણી જો, અને એવા શકીલા કથોર શબ્દો બોલવા માટે હું મ્હારી જીંદગીને ખરાં અંતઃકરણથી શ્રાપ દેવશ!"

તે તેનાં ચહેરા સામુ હીમ્મતથી જોઇ શકી નહિ. ભોલી, દુન્યા-દારીનાં કાવાદાવાથી બેખબર તે બાળા! તેનાં ગરમ જુસ્સાદાર,

આજીજી કરતા ચહેરા સામે તેણીનું મુખડું તે ઉપાડી શકી નહિ. તેણીનાં સુકકા તસ હોઠો વાટેથી એટલાજ શબ્દો બાહર પડી શકયા "એ બધું ત્હમને કોણે કહ્યું?" અને એકવાર ફરી તે જવાંન ગુસ્સાથી સર્યામ ગાફેલ બની ગયો.

"ત્હારા બચાવમાં શું તું આએજ શબ્દો બોલી શકેછ?" દુઃખથી ખીન્ન ખીન્ન થતા, બોખરા ફાટેલાં ઘોલ જેવા અવાજે તે પુકારી ઉઠયો. "ઓ, ત્યારે શુ પેલીએ ત્હારે માટે કહ્યુંતું, તેવીજ તું બાતેનથી છે—જુઠડી ઠગારી, તરકટોથી દીલ જીતી લેનારી, મોહબત, મરવત અને સેવટે આખ્ખી અગળા જાતી ભણી બેવફા થનારી એક ખુબસુરત બળા?"

"હું એવી છેઉંજ નહિ?" તેણી માટે બોલાયલા તે શબ્દો તેણી અકદમ ગળી જઇ શકી નહિ અને તેણીનાં અગાધ ગભરાત અને ગમીમાં પણ મગરૂરીથી શીર ઉંચ્ચુ કરી, તે શબ્દો માટે તેને એક ચેલેન્જ કરતી હોય તે મીસાળ, તેણીએ તીરસ્કારથી કહ્યું.

"એવી નથી?" તેણે તેણીના શબ્દોનો પડઘો કર્યો. "ત્યારે ત્હારી ઉપર મુકાયલાં બોહતાન સામે ત્હારો બચાવ કાંય નથી કરતી? મ્હારા સવાલોનોં જરાબી, ગુંચવાયા વિના, હીમ્મતથી જવાબ કાંય નથી દેતી? હું જે માંગુંછ તે એક શબ્દ—ફકટ એક શબ્દજ છે. તું રાત્રે મ્હારી બાજુ છોડી કેઠે કોઇ બી વખતે જતી રહી'તી કે, મેં સમજ્યુંછ તેમ, કોઈ લવરને મળવા? હા કે ના? માત્ર હા કે નાજ. હું બીજું કશું જાણવા નથી માંગતો. નહિ; એટલી બધી કમકમેછ શાની? હું સચ્ચાઇ શોધી કાઢવા વીના રેહવાનોજ નથી. તે બુરા

બદમાસ, માનવીનાં સાહયામાં સંતાયલા સેહતાનનું મથક શોધી કાઢી મ્હારા પવિત્ર નામને બગાડવા કાજે, તેનું લોહી પીધા વિના હું ઘડીબી જંપીને બેસનાર નથી !"

તેણીનો મુખડો એકદમ બદલાઇ ગયો. તે નાજુક, નરમ ચેહરા ઉપર એક એવો અને એટલો એકાએક મોહન જેવા પ્રકાશ ફેલાઇ રહયો કે તે તે ગુસ્સાબાઝ ભરથારના જોવામાં આવતાં તે પણ દયા અને દીલસોઝીથી ઠંડોગાર બની ગયો.

"ઓ, માહરા લવ, તું એટલી ના બીહ, મને માફ કર." તે ઘણો કરગરી બોલ્યો. "તું જાણેછ કે હું તને ચાહુંછ—તું જાણેછ કે ત્હારી વિરૂધ આખ્ખી દુન્યા હશે તોબી હું તેને માનનાર નથી, તો તું કાંય નહિ બાહદુરીથી જબાં ખોલી કેહતી નથી ? કાંય મને તલ-લાવેછ ? કાય મને ત્હારી તરફ કરૂર અને કથોર બનાવેછ ? મ્હારા પ્યાર ફકટ એકજ શબ્દ બોલ—માત્ર એકજ બોલ બોલ અને આય સઘળા દુઃખદાયક બનાવનો અહીંજ અંત આવી જશે !"

"ખુદા મને મદદ કરે! હું કશું બોલી શકતી નથી.' તે બોલી અને તેણીનાં મુખમાંથી એક ધીમી ચીસ બાહર પડી ગઇ. શરમીં-દગીથી તેણીએ તેણીનું ગુનેહગાર મુખ તેનાંથી છુપાવી દીધું અને દુઃખથી કચડાઇ ભચડાઇ ગએલી છાતીએ તે બાપડી ડચકાંઓ ખાતી ધસાધસ રડવા લાગી

તે કશી બી હીલચાલ કર્યા વિના સંગદીલે તેણીનાં આકારને માત્ર ધીટકારથી જોતો ઉભો—તે કે જે તેણી ઉપર દુઃખ, વિલાપનો માત્ર ઓળોબી નહિ પડવા માટે આટલો બધો આતુર હતો ! તેનું અંતઃ-

કરણ પણ તેણીને બેવફા અને ઠગારી માની લઈ દુ:ખની કલ્લોલ પાડી રહ્યું હતું, જ્યારે તેની અત્રે બની રહેલી પત્થર જેવી સખ્ખ છાતીમાં ખફગી સાથે છુપી મુગી ગમીનું પણ જંગ જામી રહ્યું હતું.

"તું-તું કશું બોલી શકતી નથી ? ત્યારે શું તું ખરેખરી ગુનેહગાર છે ?"

"હમને છેતરવા માટે—હા. પણ બીજી બધી બાબદમાં હું તમામ નિરદોષ છેઉ !"

તે એકાએક હસી પડયો—એક ઘણું ક્રૂર, કઠોર અને ઘેલા માણસનું હસવું તે હતું !

"મને છેતરવા માટે–હા !" તે બોલ્યો. "આહ, નહિ ! જાણે તે પાપ નહિ, એક ગુનાહ નહિ ! ઠીક–ઠીક, હારા આશકેગી હારો બચાવ કેમ કરવો તે મજાહનું શીખવ્યુંછ !"

"મ્હારો કોઇ આશક છેજ નહિ," તેણીએ દુ:ખથી દબાયલા અવાજે કહ્યું. "એ એક હડહડતું જુઠું છે."

"ત્યારે, અંધારી રાત્રે ચોરની અદાથી તમામ મુરવત વિના તું કોણને મળવા જાએછ ?"

તેણી માથે થેબો દઇ ચુપ બેઠી. ગરીબ તે ! પોતાનાં બચાવમાં તેણી કશું બોલી શકી નહિ. બોલી શકેજ શું ?

"આહ, તુ બોલતી નથી, કારણ? કારણ કે તું ખરેખરી ગુનેહગાર છે. એક અબળા કે જે પોતનાં પરણ્યાપતીથી કાંઇબી

ચીજ છુપી રાખે તે કદી-કદીબી તેનું માન, તેનાં હકો, તેનું સારૂં ઝળકતું નામ સાચવી શકતી નથી—ને સઘળી ચીજો તેણી ઘણીજ તુચ્છ અને નકામી ગણેછ! તેં મ્હારી સાથે પ્યાર કીધો-મ્હારી સાથે પરણીને માત્ર એકજ અઠવાડીયામાં આ ધર્થી પર ખરૂં સુખ કેવી રીતે મળતું હશે તે દેખાડી આપ્યું-મ્હારી પ્રમાણીક આંખોમાં સદાની હસ્તી રમતી, નિરદોષ પુતળી તું દેખાઈ અને હવે સેવટે તેં મને દગો દીધો, તને જાનોજીગરથી ચાહતા ત્હારા ભરથાર સાથે તમામ દયાહીણુ બની દાગો રમીયો!"

"જો તમે એમ ધારતા હોવ કે મેં ત્હમને ઠગ્યાછ," તેણીએ પાછું એકવાર હીમ્મતથી પોતાનું શીર ઉપાડી કહ્યું, "તો ત્હમારો પ્યાર ઘણો તુચ્છ છે, એમ હું માનુંછ. જો નિંદાખોર જીભળીઓમાં ત્હમે આંધળો વિશ્વાસ મુકી ત્હમે મ્હારે માટે બુરૂં માનો તો જેટલી હું ત્હમારા પ્યારને લાયક છેઉં તેટલા ત્હમે મ્હારા પ્યારને સહેજબી લાયક ગણાઓ નહિ."

તે જુસ્સાદાર, આજુજી અને ઠપકાથી ભરાએલા શબ્દોએ તેનાં સખ્ખત થએલાં હૈયાં ઉપર ઘણી સારી અસર કીધી.

"ત્યારે એવી તે કઇ ચીજ છે કે જે તું મ્હારાથી છુપાવેછ?" તેણે ઘણાં કરગરેલા અવાજે કહયું. "ઓહ, વિચાર કર, શું તને એકદમ માફ કરવા માટે મ્હારી ફીદાગીરી પુરતી અથાગ નથી? કોઇબી સંજોગો વચ્ચે તને બચાવી લેવા માટે શું મ્હારો ત્હારામાંનો વિશ્વાસ પુરતો ઉંડો નથી? શું તે કંઇ જવાંનીનાં ઉછાછળાંપણામાં થઇ ગએલો એક ગંભીર ગુનાહ છે કે જેને એક આવો મ્હારાથી છુપાવાજોગ

ભેદ ઉત્પન્ન કર્યોછ ? કેહ મને, એ નિનેટ, જણાવ મને. મ્હારા અંતરમાં કેવી કેવી વેદનાએ થાએછ તે તું મુદ્દલજ કલ્પી શકતી નથી !"

તેના અવાજમાં સમાયલી વિલાપની લાગણીઓ, તેની આંખોમાં પજરતા દુઃખના સોળાઓ તેણીને તલવારની ધાર માફક ખુંચવા અને જખમ કરવા લાગ્યા. તે ચેહરો કે જેની ઉપરથી અસલનું તેજ, અસલનો અથાગ વિશ્વાસ અને પ્યાર ઉડી ગયો હતો તેની ભણી આંશુઓથી આંધળી થઇ ગએલી ચશ્મોએ નિહાળી તે તેનાં પગ આગળ ભોંય ઉપર ફસડાઇ પડી.

"હું સમજી શકું છ—બધું સમજી શકું છ," તે હાંફતી છાતીએ બોલી. "કારણ કે હું બી, ખોદા એખલાનેજ માલમ છે તેમ, ઘણું ખમું છ."

"પણ ત્યારે કેહ મને—મને બધું જણાવ, મ્હારા ઉપર વિશ્વાસ રાખ."

"હું કશું કહી શકતી નથી !"

એક વખત પાછા તે અકાળ શબ્દો બોલાયા; અને તેનો ચેહરો પાછો ગુસ્સાથી રાતો ભુંડ જેવો થઇ ગયો. તેને એક જીવ ઉપર આવી ગએલા માણસ મીસાલ તેણીનું ખભું ઘણાં જોરથી ધર્યું.

"ત્હારૂં ખુન કરવું એ એક ગુનાહનું કામ છે, છતાં કીરતાર જાણેછ કે મ્હારા વિશ્વાસનો તેં ઘાટ કીધા પછી જો એ કામ હું બેવફાઇની ઘેલચ્છામાં કરૂં તો હું ઇંચેઇંચ વાજબી ગણાઉં." તે તેણીને ઝનુનથી ધંધોળી નાખતાં બખાળી ઉઠયો. "આહ, તેં મ્હારા પર નાખેલા બેશરમ દાઘની આફત કાજે હું ત્હારૂં લોહી રેડી

શકતો હતે ! મગર જા–જાઈને તેના પાસામાં ભરાજે; અને મ્હારા જેવા એક મુર્ખને કેવી રીતે ત્હમો લોકોએ બનાવી કાઢયો, તે વાત રસ લઇ એકમેકની ગોદમાં ભરાઇ કરજો અને ધુમ હસજો ! જે અબળાને હું ચ્હાતોતો તે હવે મ્હારે માટે રહી નથી–તે મરી ગઇછે !"

અને રખે તેનું દીલ દગમગે, રખે તે તેણીનાં લોહીમાં ઝનુની બની તેનાં હાથો બોજે એ બીહકથી તેણીનાં કંગાળ, કજરાઇ ગએલા મુખ ઉપર એક આડી નજર નાખ્યા વીના લડડતે પગલે તે ઓરડામાંથી જતો રહયો અને પોતાના રૂમમાં ભરાઇ જવાને બદલે તે તે સીધ્ધો દાદર ઉતરી પોતાના ઘેરની બહાર પડયો—હા, કહો કે તે બીચારો સદાનો તે ઘેર કે જેમાં થોડાજ દીવસો થયાં તે પોતાની જવાંન મોહરદારને તેનાં દીલની સઘળી ખુશાળી, સઘળા વિશ્વાસ અને પ્યારથી લઇ આવ્યો હતો તેમાંથી નાસીપાસ ના મુરાદ થએલો, કચડાએલાં ભચડાંએલાં તુટેલાં દીલે જતો રહયો !

તે તમામ એક્રામ બની ગઇ–નહિ વકકી રાખેલાં, અચાનક ગબડી પડેલાં વધનનાં વાદળાંની મોહકાણે તે તનોમન તારૂણી સુધ્ધી બુધ્ધી ખોહી તમામ અવાચકજ બની રહી. તેણી જીવતી હતી, છતાં તેણી દમ નહિ લઇ શકતી હોય તેમ તેણી ગુંગલાવા લાગી. તેણીની આંખો પોહળી પટાક અને તેણીનાં ડોળા ફાટેલા હતા, છતાં તેણી કશું નિહાળી શકી નહિ. હાથ ત્યાં હાથ, પગ ત્યાં પગ ઉંધાડાં મોંઢાં સાથે સરબસર સકમબકમ બની ગએલી તે એક પુટળાં મીસાળ જડ થઇ બેઠી. તેણીનું મુખડું મારબલ જેવું સફેદ અને ટંડુ હતું. અને એક પુતળાં મીસાળ-હાલચાલ કીધા વિનાં બેઠેલી તે

બાળા એક જીવતાં કરતાં મુએલાં આસામીને તે ઘડીએ વધુ મળતી આવતી હતી.

તે એજ હાલતે બેઠી—કલાકોના કલાકો સુધી એવી રીતની ત્રાંસ (બેભાની) માં તે મીઠી મધુરી બેસી રહી. બાહર સાંહજનો ઉજાશ ટળી જઇ, રાતની સીહાઇ ધીમે ધીમે પથરાઇ રહી અને તે અંધકાર વધુ ઘાડો થઇ મધ્યરાત્રી થતાં તારાઓબી આકાશમાં ડોકયાં ઘાલી દેખવા લાગ્યા, તોબી તે તે અસસ્થામાંથી બીદાર થઇ નહિ. તે વેદનાં તેણી માટે એટલી અસહય હતી, એટલી જાલેમ હતી કે આવી અવાચક સ્થિતિમાં તે, એક અઠવાડીયું થયું પરણેલી બાળા, છેક સહવારનું પોહર ફાટતાં સુધી પડી રહી.

સહવારનું પોહ ધીમે ધીમે ફાટવા લાગ્યું—ઠંડો, શાંત પવન ફુંકાતો હતો. બાગમાંથી ફુલોનો પમરાત, ઉગતા રવીરાજને જાણે આવકાર આપવા માંગતો હોય તેમ, ચોગમ પ્રસરી રહયો; પરંડા ચરંડાઓચ પણ શાંતી ભરી રાત પસાર કીધી તે માટે તેઓનાં રક્ષણકર્તાનો ઉપકાર માનવા માંગતા હોય તેમ મધુર હલકે ગાવા માંડયું. તે તરોતાજગી આપનારી સહવારની ખુશનુમાં લેહકીએ બાપડી નિનેટને પુરતી સજાગૃત કીધી.

તે ત્રાસમાંથી બીદાર થતાં દુઃખી વિચારનો રોહ એક પલતણ પેરે તેણીનાં મગજમાં ધસી આવ્યો. તેણીએ કેવું ખમ્યું હતું અને હવે પછી કેવું ખમનાર હતી, તેનો હ્રદયભેદક ખ્યાળ તેણીનાં કળતાં મગજમાં એકદમ ધાઈ આવ્યો અને સઘળું શું બની ગયું હતું તે ખ્યાલે તમામ ત્રાસી જઇ તે બાપડી ઢગલો પુંજો થઈ પડી.

"એને બધું કહેવાની મને રજા મળવીજ જોઇએ." તે સુકકાં ડચકાંઓ ખાઈ મુશીબતે બોલી. "મ્હારા કસમમાંથી મને ફારેગી મળવીજ જોઇએ. ઓ, મ્હારા ભરથાર! હવે હું તને બધું જરૂરજ જણાવી દેવશ. પણ અરે, હું એવણુ આગળ કેમ જઇ શકું, હવે મને ત્યાં જતાં કોઈ જોય અને એવણની છુપાવાની જગા કોઇ શોધી કાઢે તો?"

તેણીનું મગજ ચકભમ થવા લાગ્યું—પોતે છુપાવેલા મર્દ આગળ કેવી રીતે જઇ પુગવું તેના વિચારનાં રોહમાં તે બાપડીનું ભેજું ફરવા લાગ્યું. તેણીને કશો વિચાર સુઝયો નહિ અને ચાલુ વપરાસનો દાદર ઉતરી તે નીચે ખેતરમાં આવી ઉભી.

ત્યાં તેણી, કુદરતે પાંથરી રહેલો દેખાવ કે જે તેણીએ હમેશાં હરખ અને મોજથી નિહાળ્યો હતો તે ભણી આતુરતા અને આજીજીથી જોવા લાગી, જાણે પોતાનાં નહિ સહન થઈ શકે એવાં દુઃખમાં કુદરતની મદદની આર્જુ કરતી હોય તેમ; અને પછી તે ઠંડી, સરદ, દવથી ભીંજાએલી ભોંય ઉપર, એક ઉંડો નિસાસો ફેંકી, નસોસ થએલી ધબ દઈ બેસી ગઇ.

જેવી તેણી બેઠી કે તરત તેણીએ તેણી તરફ આવતાં એક ઉતાવળ્યાં પગલાં સમજ્યાં. તેણીની નામુરાદીમાં તેણીએ ચહેરો ઉંચકી જોયું અને તેણીની નજરે રોઝ માયકલ પડી!

"તું ત્હારા વરને શોધેછ કે, પોરી?" તે બોલી. "હવે તું તેને કદીબી જોશે નહિ. એ તો ગઇ રાતનો લશકરમાં જોડાઇ એક કલાક થયોજ ફ્રન્ટ ભણી ઉપડી ગયોછ!"

—:o:—

# પ્રકરણ ૬.

---

તે તમામ એખલો હતો. ઉપર આભ અને નીચે પાણીપર વારંવાર બીહકની હીચકારી નજર ફેંકતો પેલાં ભુટથી ભમાયલાં મકાનમાં તે મરદ એક ખુણાંની બારીમાંથી બાહરનું ગમઘોર અંધારૂં ટીકતો તદન એખલો હતો. શાંતી ! ભય ભરેલી શાંતી તે બીહામણી રાત્રે ચોગરદમ ફેલાઇ રહી હતી. આંખોનેબી ગોયા આંધળી કરી નાંખે એવો બીહામણો કાળાશ અને અંધકાર તે જગો ઉપર ફેલાઇ રહ્યો હતો, અને તે એખલા અટુલા મરદનું તનબદન તે ભયભીત સીહા રાત્રે, કાંઈ હીચકારી બીહકે, ઠરઠર ધ્રુજતું અને કાંપતું હતું.

તે એક નહિ વસી શકાય, નહિ ખગી શકાય તેટલું એકાંત અને બીહામણું સફેદ ચોરસ મકાન હતું, જ્યાં પેલો સખ્ખનમાં સખ્ખત કાયદો જે મનુષ્યની જીંદગી પર આફ્રીન કરવા જોગ વગ ધરાવેછ તે—જરૂરીઆત—નાં સબબ સરજ તે મરદ આવી વસ્યો હતો. બેચેની અને બેકરારીથી તેની ચગોર આંખો ઉપર અને નીચે આય પાર અને પેલી પાર, એક મીનીટનાંબી વિસામાં વિના, ચાલુ ટીંકાએલી રહેતી હતી, અને કોઇનાં આવવા માટે તે જોઇએ તે કરતાં જાસ્તી અધીરો અને આતુર જણાતો હતો.

"શું એ હવે નહિ આવશે ?" તે ગુમ અંધારા ગારને ગોયા ચીરી નાખી સામી પાર જોવાની તેની કોશેશ મીથ્યા જતાં અને જે એક ચોકકસ નીશાની તે જોવા આતુર હતો તે ન જણાનાં અને

હલેસાં મારવાનો અવાજ જે સમજવા તે તમામ તત્પર હતો તે તેને કાને ન અથડાતાં તે નાસીપાસીથી ફસડાઈ પડી બીહધેલા અને કડવાસથી ભરપુર અવાજે બોલ્યો.

સમો મધ્ય રાત્રીનો હતો. અને જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ હીચકારા વહેમી ખ્યાલોથી તેનું પત્થર સમાન હઇયું ભરાવા લાગ્યું—તે ઠગારો મરદ તનબદનથી કાંપતો બેઠો! એકેક પળ તેને એકેક જમાના જેવી હદવીનાની લાંબી અને કંટાળા ભરેલી લાગતી હતી; અને દરેક પળે વધતી જતી બીહક સાથે તે તે સુનકારમાં ધ્યાન દઇ આજુબાજુ જોતો અને સમજતો, એક તાવથી પીડાતા દરદી મીસાલ એમથી તેમ બેચેનીથી તરફડયાં મારતો બેઠો.

"જો એ લોકો એની ગેરહાજરી પામી જાએ—જો એ લોકો એની પુઠે અંહી આવશે તો—ઓહ હેવન્સ!" તે તેનાં મનસે પટપટયો અને પછી ધાસ્તીથી ત્રાસી જઇ તેણે તેનો કાળો કદરૂપો ચહેરો તેનાં હાથોમાં છુપાવી દીધો. તેની આવી મોહન જેવી ધાસ્તાથી બધી પોહળી પટાક થઇ આવી.

તે તેનાં તે ભયભીત ખ્યાળોની ખુમારીમાં ઝાઝો વખત બેસી શકયો નહિ. તેને તેની એક ચોકકસ માનીતી નિશાની જોઇ અને તે ખુશાળીથી કુદકો મારી ઝબકી ઉઠયો. તે શાંત ચુપકીદીમાં હલેસાં મારવાનો ડલ અવાજ-થોડીક ઘડીની પાછી શાંતી અને એક અબળાનો સીધો, નાજુક આકાર તેની સનમુખ આવી ઉભો. થોડીજ પળો તે બંનેએ એકમેક ભણી જોયું અને પછી તે સુદ્ધ સફેદ પહેરણમાં સજ્જ થએલી, એકબી લોહીનાં છાંટા વિનાનાં સફેદ મુખ-

ડાની તે મનોહર છોડી એક લ્હેરો ખાઇ તેનાં પગ આગળ ઢગલો પુંજો થઇ પડી.

"નિનેટ!" તે ખુશાળી અને દલગીરીભરેલા ભેગા અવાજે બોલી ઉઠયો. પછી તેણીનો અવતાર બેઅવતાર જોઇ ધાસ્તીથી એક બે પગલાં તે હઠી ગયો. તેનો ચેહરો તમામ રાખોડી થઇ આવ્યો અને પાછો નજદીક આવી તેણીનાં બેસુધ્ધ બદન આગળ તે ફસરડો મારી બેસી ગયો.

આસપાસનાં કશાંબી ભાન વિનાં બીલકુલ બેફામ, એક લાંબા છર સફેદ પુટળાં મીસાળ તેણી તેના પગ આગળ પડી હતી. તેણીનાં સોનેરી વાળ છુટા થઇ, આજુબાજુ વેરવીખેર, તેણીનાં મોહત જેવા સફેદ ચેહરાને ચાદરથી ઓઢાડી દેવા માંગતી કીસમે તેણીનાં મુખપર પડયા હતા. તેને મોટે સાહદે તેનું નામ પોકાર્યું, તેણીનો ચેહરો ધંધોળ્યો, પાણીનાં ફટકા માર્યાં, તેણીને સજાગૃત કરવાનાં તેનાથી બન્યાં એટલાં ફાંફાં માર્યાં; મગર તેનું કશું વળ્યું નહિ; એક નાજુક તાવદાન અગળા માફક ધુજતા હાથે અને ધાડાં કથોર આંજુઓથી ચળકી રહેલી આંખો સાથે તે તેણીનો અવાચક પડેલો આકાર ટીકતો ઉભો.

"ઓહ, ખોદા!" તેણે ડચકાંથી ગુંગળાએલા અવાજે પોકાર કીધો, "મ્હારા બચાવ થકી-તું આએ ન્હાની, નાજુક જીંદગી તો જરૂરજ બચાવજે!"

ધીમે અને ઘણીજ ધીમે, એક લાંબા અંતર પછી, તેણીએ ગુમાવેલી સુદ્ધી તેણી ઉપર પાછી આસેઅ થવા લાગી; મુશીબતે

લેવાતા હમે આસ્તે આસ્તે તેણીની છાતી ઉંચકમેળ થઇ અને તેણીનાં ચપ્પટ હોઠો છુટા પડી, તમામ કમતાકાતીથી ધ્રુજવા લાગ્યા; ધાસ્તીથી ફાટી ગએલી તેણીની ચશમો ખુલી અને કજરાએલી આંખો સહીત તે આજુબાજુ જોવા લાગી. તે બીહઘેલા, કાળા મુખડા ઉપર તેણીની નજર પડતાં તેણી કમકમી ઉઠી. તેણીએ તેને ઓળખ્યો અને જાણે અચાનક જોર તેણીના બેત્રાકાત દીલમાં આવી ગયું હોય તેમ તેણી ઉઠીને ઉભી થઇ અને તેનાં હાથનો સ્પર્શ પોતાનાં પવિત્ર તનને બગાડવા ઇચ્છતી નહિ હોય તેમ ઉંચકાતી અને બેસ્તી છાતીએ તેણી દુર જઇ ઉભી.

"જાઓ, ઓ, જાઓ!" તેણી એક દીવાની અબળા પેરે, જુસ્સાથી હાથ ઉગામી, લગભગ ચીસ પાડી, બોલી ઊઠી; "કાંય— અરે કાંય, તહમે મ્હારા સુખી સંસારમાં સડો નાખવા અહીં આવ્યા?"

તે તમામ હડબડીજ ગયો! તેણીનાં શબ્દોમાં સમાએલો કારમી જુસ્સો, તીરસ્કારથી પજરતી તેણીની કાળી ભમ્મર આંખો, વિલાપ અને ઠપકાથી ભરપુર જીગર ચીરી નાખતો તેણીનો તીણો ગમખ્વાર અવાજ અને સેવટે તેણીનો તમામ નખાઇ ગયલો, હદ સુધીનો કાહેલી અવતાર જોઇ અજાયબીથી તે બીલકુલ ત્રાસીજ ગયો!

"શું થયુંછ?" તેણે ધ્રુજતા અવાજે પુછયું.

"શું થયુંછ તે પુછોછ?" તેણીએ એક સઘળું ખોહી બેઠેલા, અને તદન જીવ પર આવી ગએલા માણસ પેરે હાંફતાં અને ખોખરા અવાજે કહ્યું—તે અવાજ કે જેને તેનાં કાળાં, કદરૂપાં મુ-

ખડાંને, બની શકે તો, શરમીંદગી અને પશ્ચાતાપથી વધુ કાળું થણક કરી મેલ્યુ.

"ફકટ એટલુંજ કે તમારે ખાતર મેં મ્હારો પ્યાર, ઘર અને મોહબત ખોહી દીધુંછ. ફકટ એટલુંજ કે તમને આપેલાં વચનને ખાતર મેં મ્હારા ભરથારનાં જીગર—બલ્કે તેની જીંદગીનો ભોગ લીધોછ, અને હું મ્હારી નજરમાં તેની ખુની છેઉં—હું, તેની મોહરદાર !"

"તું દીવાની થઇ ગઇછ !" બીહકથી ગુંગળાએલા અવાજે તેણે કહ્યું.

તેણી એક ઘેલાં માણુસ માફક હસી પડી !

"દિવાની ? હા, કદાચ બનવાજોગ છે કે હું દિવાની બની ગઇ હોઉં. દુન્યા બાજે વખતે એટલી બેઢંગી, બેકદર બનેછ કે જવાંનને બુઢ્ઢાં અને ડાહયાંને ઘેલાં કરી મુકેછ. દુન્યા મ્હારી સાથે પણ એટલી હદની બેકદર નિવડેલી છે."—થોભીને—"મ્હારા ધણીએ મને ગઇ કાલે શું શું કહી સમજાવ્યુંછ તે તમે જાણોછ ? તે બોલ્યો તો કે હું–હું, તેની પરણેતર, તેની સાથે ઠાગો રમીછ–તેની સાથે બેશરમી ભરેલી ઠગાઈ ખેલીછ, કે–કે અંધારી રાતે તેની બાજુમાંથી ખસી જઇ હું કોઇને મ્હારાં પરણ્યાં ઇમાનને બેવફા નિવડી. મળવા જાઉંછ– એક આશકને. તમને સમજેછ કે ? એક આશકને ! અને–અને તે સઘળાં બોહતાનો મેં ગુપચુપ સમજ્યાં કીધાં; મ્હારી તરફનો કશોબી ખોલાસો આપ્યા વિના હું તે સમજતી તદન ચુપ બેઠી."

"પણ તેં એકદમ કંઇ બધું કબુલ તો નથી કરી દીધું'ની?" તેણે ગભરાતથી પુછ્યુ.

"કાંય બીહોછ?" તે મતલબી, બીકઘેલા ચહેરા ભણી છુપા ધીક્કારથી જોતાં તેણી બોલી, "નહિ: મે કશું કબુલ નથી કરી દીધું"

તેણે છુટકારાનો એક ઉંડો શ્વાસ ખેંચ્યો. "થૅન્ક ગૉડ!" તે બીડેલા દાંતો વચ્ચે બરબડયો.

"ત્હમે હંમેશાં ત્હમારીજ દરકાર કરજો." તેણીએ ઝનુની સાહદે કહ્યું. "તેનો વિલાપ-તેની વેદના-મ્હારી શરમીંદગીની ત્હમને જરાબી પરવાહ નથી; અને એક વખતે તો હું માનતી'તી કે મ્હારી પર ત્હમારૂં ખરેખરૂં હેત હતું."

"અને તે હજીબી જેમનું તેમ છે." તેણે જવાબ દીધો.

"હા, હું તે જાણુંછ, ત્હમે કેવાં એકળપેટાં હેતથી મને ચાહોછ તે. તે જુઠું. બાહરથી દેખાતું હતું કે જેનાં બાતેનમાં મ્હારાં દુઃખ, મ્હારા વિલાપ માટે દયાની સહેજબી લાગણી નથી." તેણી બોલી; અને પછી જોસ્સાથી તેનાં બંને ખરબચડા હાથો પોતાનાં નાજુક, મખમલી કરોમાં ધરી દયાજનક સાહદે તેણીએ વધાર્યું, "ઓહ-જરા મ્હારૂં સમજો-જરા મ્હારૂં માનો અને મ્હારી ઉપર દયા કરો! મને મ્હારાં વચનમાંથી ફારેગ કરો અને તેને સઘળું કહી દેવાની મને દયાને ખાતર-ખોદાને ખાતર-પરવાનગી આપો. તે ત્હમને મ્હારે ખાતર કશી અલવલ આવવા દેશે નહિ. અરે, ફક્ત મને રજા આપો. હું આખ્ખું ફ્રાન્સ ધુંડી વાળશ-ખુણે ખુણે એની શોધમાં ભટકશ-

એને કાજે લડાઇનાં બીહામણાં મેદાનમાં વટીક જવા હું આંચકી ખાવશ નહિ, જો ફકટ ત્હમે મને મ્હારા આપેલા કોલમાંથી છુટી કરી તેની આગળ સઘળું પાદેફેરા કરી દેવાની દયા કરી રજા આપો તો. ઓ! મ્હારાં નામ ખાતર, મ્હારા અગાધ પ્યાર ખાતર, ત્હમે મને જરૂર રજા આપશોજ ?"

તેની આંખો અચાનક ગુસ્સાથી ઝળકી રહી—તેનાં ડોળા ખધા આતશી લાલચોળ થઈ આવ્યા. "જે તું માંગેછ તે ઘેલાપણું છે." તે બોલ્યો; "તે ત્હારૂં યાતો મ્હારૂં એક જણનું નક્કી મોહત લાવશે અને તે સઘળો ગુનાહ ત્હારા શીર પરજ લટકતો રહેશે. તેં એમ કહ્યું કે તે લશકરમાં જોડાગોછ, એ આય ઉલ્લુ, ઉતાવળ્યો, ત્હારો ભેજાં ફાટેલ ભરથાર?"

"મ્હારા વર માટે આવા આવા શબ્દો બોલવાની ત્હમે હીમ્મતજ કેમ કરી શકોછ?" તેણીએ ઉશકેરાતથી હાંફતી છાતીએ મોટે અવાજે કહ્યું; "ત્હમે એક હીચકારા અને—"મગર તેનાં કથોર ચેહરા ઉપર છવાઇ રહેલી ચેતવણીની નિશાનીએ તે બાપડીને તરત ચુપ કરી નાખી.

"એટલી બધી ચેં ચેં—પેં પેં કરવાનો કાંઇ આય ત્હારો વખત નથી," તે બોલ્યો. "અને આય જે તું માંગેછ તે તદન નહિ બનવાજોગ છે.—જ્યારે એ એટલો બધો આકળો ઉતાવળ્યો બની લશકરમાંજ જોડાઇ ગયોછ ત્યારે તો બેવડું નહિ બનવા જોગ. હવે એ મ્હારો હડહડતો દુશમન બન્યોછ. એક અબળાના ઠાલી ધખારા ખાતર મ્હારી જીંદગીની સરીયામ સત્યાનાશી વાળી નાંખવા જેટલો

હું કદીબી બેવકુફ થનાર નથી. મેં તને અગાઉબી કહ્યું'તું તેમ ત્હારી અને મ્હારી વચ્ચેનું જોડાણ કદી નહિ છુટે એવું છે. તે ઉપરાંત, યાદ કર, કે તેં મને આપેલું વચન ત્હારા લગનનાં કસમો કરતાંબી ઘણું જુન્નું અને અગાઉનું છે."

"કદાપી ત્હમે એમ ધારતા હશો," તદ્દન બદલાયલી અદાઓ અને અવાજે વચ્ચે તે બોલી ઉઠી. "હું તેમ ધારવાની પરવાહબી નથી કરતી. જે હોય તે, પણ ત્હમને મ્હારી બીહક રાખવાની કશી જરૂર નથી; હું ત્હમને ઉંધાડા નથી પાડવાની. આજે તો હું, મ્હારી જીંદગીનાં જોખમે, ત્હમને ચેતાવા આવીછ. એક કગાળ જીભની અને કૂર જીગરની અબળાએ હું અંહી આંઉછ તે શોધી કાઢયુંછ. તે ત્હમારે માટે જાણેછ કે નહિ તેની મને ખબર નથી. પણ કોઇબી રીતે વધુવાર આ જગા ત્હમારે માટે સલામત નથી."

તે ઉપલું સમજીને ચમકી, ફાર ખાઇ ઉઠયો—ઉછળ્યો! "અને તે મને કેહવામાં તેં આટલી બધી ધીલ કીધી?"

ધિક્કારથી તેણીનો ચેહરો લાલ તુટી જેવો થઇ આવ્યો; અને તેટલાજ તીરસ્કારથી તેણીએ તેનો બાહકથી ફેરવાઇ ગએલો મુખડો નિહાળ્યો- "શું અત્યારથીજ કોઇ શોધી કાઢનારનાં પગલાં ત્હમો સમજી શકોછ કે?" તેણીએ મજાક કરતી કીસમે પુછ્યું.

"મજાક કરવાનો આ વખત નથી," તેણે ઝનુની બની દાંત બીડી કહ્યું "કાંઇબી ધાસ્તી હોય તો એકદમ કહી દે."

"ધાસ્તીજ છે," તેણીએ ઠંડા, બેદરકાર અવાજે કહ્યું "અને હવે તે આપણે બંને સાથેજ ભોગવશું,

તે તેણી ભણી અજાગબીથી જોવા લાગ્યો.

"તું શું કહેવા માંગેછ ? શું મશકેરી કરવાનો આ વખત છે ?"

"ખોદા એખલાનેજ રોશન છે કે હું મશકેરી નથી કરતી–કરવાની સહેજ માત્ર કોશેશબી નથી કરતી. જે હું કહુંછ તે હું બજાવવા માંગુંછ. હવે મ્હારૂં ઘરબાર કશું રહ્યું નથી, મ્હારે માટે કોઇનો–તમારા સીવાય–પ્યાર રહ્યો નથી. એક વખતે તમે તે સઘળું મને 'ઓફર' કીધુંતું, પણ મેં તમને ના પાડી હતી."

"પણ હવે જ્યારે મ્હારો આશરો ઘાસ્તીથી ભરેલો છે, મ્હારા બચાવ સાથે મોહતના જેવીજ બીહીક સમાએલી છે ત્યારે તે તું કબુલ કરેછ ?" તેણે અજાયબીથી કહ્યું.

"હા." તે બોલી.

"હું ધારતો તો કે હું અબળા જાતીની ખાસ્યતોને પુરેપુરી પીછાણી જાણુંછ," તે તેણી ભણી શકમંદ, કમનની અજાયબીથી જોઈ બોલ્યો. "પણ હવે હું જોઉંછ કે હું ખોટટો હતો."

થોડીક પળો તે બંને વચ્ચે એક બીહામણી ચુપકીદી પંથરાઇ રહી—તે ચુપકીદી કે જે તે અંધારી રાત જેટલીજ ગમઘોર, ગમખ્વાર, અને ભયભીત હતી. તેણીનો એકબી લોહીનાં છાંટા વિનાનો ચેહરો આરસપાહણનાં પત્થર જેવો સફેદ અને ઠંડો હતો, જ્યારે તે ઉપર પક્કા નિશ્ચયની લાગણીઓ પ્રદીપ્ત પ્રગટ પડેલી હોવાથી તે ખુબસુરત, બની શકે તો જ્યાદા મનોહર અને દીલચસ્પ તે ઘડીએ દેખાતી હતી.

"શું તું એ બધું ખરેખર કહેછ ?" તેણે આખરે પુછયું. "શું મ્હારી સાથે આવવાને તેં નકકી વિચાર કીધોછ?"

"હા," તેણીએ કંટાળાથી, મગર દૃઢ વિચારથી જવાબ કર્યો. "હવે મ્હારું કશુંબી ઘરબાર રહ્યું નથી! જ્યાંસુધી મને મ્હારા કસમોમાંથી ફારેગી મળશે નહિ ત્યાંલગી હું તેનાં મુખ સામું મ્હારૂં મુખ ઉપાડી શકશ નહિ, ત્યાં સુધી હું મ્હારા હાથો તેનાં ગળાં આજુબાજુ ભેરવી શકશ નહિ. આંહી શરમીંદગી, કે જે મ્હારી જીંદગીને સર્વાંમ ઘેલી બનાવી મેળનાર છે તેની સાથે વસવા કરતાં—તેવાં બુરાં, કંગાળ જીવતરે જીવવા કરતાં—હું ત્હમારી સાથે ગમે તેવાં દુ:ખ ખમવા તૈયાર છેઉં.—હવે હું જીવતી છતાં મુવેલી છેઉં—છતા ભરથારે, છતાં ઘેરબારે. ઘેરબાહર વિનાની એક વિધવા જેવી છેઉં!" અને તે ઘણું ફગળીને રડી પડી.

તેણીનાં અવાજમાં સમાએલી છુપી ખફગી, મુગી ગમગીની અને અગાધ લાઇલાજપણું દેખી તે એકલપેટા મરદને વઢીક ઘણું લાગ્યું.

"એ બધું ઘણું કમનસીબ બન્યુંછ," તેણે ધીમા સાહદે કહ્યું. "મ્હારે ખાતર બધું તને ખોહી દેવું પડેછ તે માટે ખરેખર હું ઘણો દલગીર છેઉં. એ તું બધું કેમ સહન કરી શકશે?"

"આટલું આટલું ખમ્યા પછી એવો સવાલજ ત્હમે મને કેમ કરી શકોછ?" તેણીએ સવાલ કીધો. "મને તમો બે વચ્ચે પસંદગી કરવાની હતી અને મેં ત્હમને પસંદ કીધા." તે બોલી અને તે અવાજમાં કાંઈ એવી તો દુ:ખ ભરી લાગણીઓ સમાઇ રહી હતી કે

તે મરદ શરમીંદગીથી બધો લાલ લાલ થઇ આવી ચુપ ઊભો. તે કાંઇ બોલવા ઇચ્છતો હતો, મગર તેનાં બાતેનમાં ચાલતી જાલેમ ઝુમબેસની મોહકાણે તેનાં હોઠ વાટેથી કશા શબ્દો બાહર પડી શકયા નહિ.

"ત્યારે આપરે અહીંથી સાથે જતાં રહીએ?" તેણે આખરે ઘણાં નમળા નરમ અવાજે પુછયું.

તેણીએ તેણીની છાતી પર ઝુમી પડેલું માથું ઉપાડયું. તેણીના બરડાની કરોડમાંથી કંપારીની એક ઝીણી ઝઝણી વહી ગઇ; અને તે આખ્ખા શરીરે ધ્રુજવા લાગી, જ્યારે તેણીનાં મીઠા, મનોહર સુખડા ઉપર સ્વભોગની બુલંદ તેજસ્વી લાગણીઓ પ્રકાશવા લાગી. તે ઘડીએ, અરે, તે એક કેવું ધાટકી નામુરાદીનું દીલ ચાકચાક કરી મેળે એવું 'પીકચર' રજુ થતી હતી!

"હા." તે બોલી.

એક ખુશાળીનો ગણગણાત તેનાં કાન આગળ ગણગણી રહયો. "ઘણુંજ નેક," તેણે કહ્યું. "એક વખતે આય કંગાળ, શ્રાપીત દેશનો કીનારો આપણે છોડયો, પછી તું જોયાજ કરજેની, ડારલીંગ! લાડ સુખ, વૈભવ તને બીજા દેશમાં હું એવું દેખાડરા કે તેવું તેં કદી બી પેલી ત્હારી કંગાલ ઝુપડીમાં અનુભવવાનો સ્વપ્નો પણ દીઠો ન હશે."

તેણીના હોઠો ઉપર એક કથોર હસ્તું ફેલાઇ રહયું. "વૈભવ!" તે મનસે બરબડી "ઘર બાહર, પ્યાર, વતન, સ્વમાન ખોયા પછી એ તકલીફી વૈભવ શા ખપનો છે?"

અને ત્યાર પછી તેઓ નીચે આવી બોટમાં બેઠાં; અને પોહ ફાટ્યાની અગાઉનાં ઠંડા, બીહામણા બીનાશમાં, નવો દીવસ, નવી જીંદગી અને સેવરે હાડમારી, અને વેદનાઓને ભેટવા તે બને જણાં ચુપકીદીમાં, એક ભરાતા છુપાતા, નાહસભાગમાં પડેલા ચોરની અદાઓથી, શાંત નદીનાં ચળકતા પાણીમાં હલેસાં મારી આગળ અને આગળ વધવાં લાગ્યાં!

——:o:——

## પ્રકરણ ૭.

લડાઈનો ગમગીન ઘોંઘાત ચોમેર પ્રસરી રહયો હતો—ચોગરદમ લડાઇ અને લડાઇનાંજ ધપરધમ ધોલો વાગી રહયાં હતાં—દુન્યાનું એકેઅક ખુણું તે ખાનાખરાબીથી ભરપુર લડાઇની મોહકાણે બધું ધમધમી રહ્યું હતું.

"ફ્રાંકો—જરમન' લડાઇ તેનાં પુર બાહરમાં ચાલી રહી હતી.

ફ્રાન્સ માટે તે ઘણાં કંગાલ દીવસો હતા. હાર રોજની વધતા પ્રમાણમાં મળતી જતી હતી અને દુશ્મનો દીન પ્રતીદીન આંખ વીંચી યાહોમ આગળ વધ્યા જતા હતા. દરેક દીવસ વધુ સીહા અને સીહા, સુરજ ઉગતે, બનતો જતો દેખાતો હતો. ગરગાંમડાં અને મોટાં શેહરોમાંથી રોજનાં નવા નવા જવાન્યાને લશકરમા જોડાવી દુશમનો સામે લડવા મોકલી આપવામાં આવતા હતા. રોજનાં કાંઇને

કાંઇ લડાઇને લગતા અને પત્થરનાં હૈયાનાં દુશમનોની ફોજનાં ક્રૂર કાર્યને લગતા, કરૂણારષીક હેવાલો આવતા જતા હતા. ઘણાં સુખ્યારાં ઘરો ભયાનક લડાઇના સબબે સીહા શોકાતુર બની રહયાં હતાં. ઘણાં નાજુક જીગર કચડાઇ ભચડાઇ ગયાં હતાં; ખુણે ખુણે શોકાગની અને ભયનો ડરામણો આતશ પ્રજરી રહેલો નજરે આવતો હતો. ફ્રાંન્સમાટે તે સૌથી ભયભીત કંગાળ દીવસો હતા—ગમગીન, આંજુ-ઓથી ભરેલા, સીહા, શોકાઅગ્નીમાં ગરક ગએલા, સૌથી દુષ્ટમાં દુષ્ટ તે દીવસો હતા. મોજ મજાહ અને ખુબસુરતી માટે વિખ્યાતી પામેલો તે સુંદર દેશ આજે તમામ અંધકાર, સુનકાર અને ઉદાસીમાં ગરક ગયો હતો.

પારીસ ધાસ્તીમાં હતું; અને તે સુંદર શહેરને દુશમનોનાં જાલેમ સપાટામાંથી બચાવી લેવા માટે બાહદુર ફ્રેન્ચ યોધ્ધાઓ પોતાનો જાન પટકી નાખતા હતા, સઘળું કાળું કાળું અને ભયભીત જણાતું હતું છતાં દરેક લડવૈયાનાં હ્રડયમાં હીમ્મત અને સહન શીલતા જેમની તેમ પોતાની જગા રોકી રહી હતી. પારીસથી એક દીવસની કુચનાં અંતરે કેટલાક જવાંન ફ્રેન્ચ સીપાહ બચ્ચાઓની એક ટોળી ટંબુઓ ખેંચી પડી હતી; અને તમામ બેદરકારીથી, ટોળ ટપ્પા અને આપસ અપસમાં મજાક મશકેરી કરી, તે ટોળકીનાં બહદુર સુવાનો, એક મોટી ગોળ ટેબલ આજુબાજુ ભેગા મળી, દારૂ પીચતા અને બીડી ફુંકતા બેઠા હતા, જાણે લડાઇની ગર્જનાનાં ગગડાત અને તેઓની સામે અરડાઈ પડેલી ત્રાસદાયક ફરજની તેઓને ભલ પરવાહ હોય તેમ!

"કાલે સહવારે તો આપણે પારીસ જઇ પુગશું," એકે કહ્યું.

"હા; અને ત્યાંથીજ દુશમનો સામે લડતાં આપણી ખરેખર ખાલ ઘસાઇ જવાની." બીજાએ લાગાર ગંભીર સાહદે કહયું.

"સો મચ ધ બૅટર. હું ધારૂંછ કે તે કામ અઘરૂં જોઇ તું પાછળા પોબાર તો નહિજ માપશે!"

"તે અઘરાં કામનો મને સેહજબી વિચાર નથી આવતો," તેણે દલગીર સાહદે જવાબ દીધો. "મને પોતાને મ્હારીબી સહેજ દરકાર નથી—મરવું તો સૌને સરજીત છે-પણ, પણ હું મ્હારી બૈરી, મ્હારાં ન્હાનાં ગેટકાંઓનો ખ્યાળ કરૂંછ, ત્યારે મ્હારી આંખો ગમીનાં આંશુઓથી છલાછલ થઇ જાએછ."

તે ટોળકીના દરેક હસ્તા જવાંન ચહેરા ઉપર, ઉપલા ગમગીન શબ્દો સુણી, ગંભીરતા ફેલાઈ રહી.

"બચ્ચીતજ--તેઓ માટે તે ઘણું કમનશીબ છે," તેઓમાનાં કેટલાક ધીમા અવાજે બરબડયા; અને ત્યારપછી તેઓને તેઓનાં શાંત નાહનાં મકાનો, નિરદોષ ગોલાબી મુખડાઓ, નાહનાં પટપટબોરાં ભુલકાંઓ કે જેઓ બાપડાં પોતાનાં સોલજર બાપ માટે ફોકટનો શોરબકોર કરી મેળશે તેઓનો વિચાર આવતાં, તે રમુજી નફકરા મુખડાઓ જોઇએ તે કરતાં જયાદા શોકાતુર બની રહયા.

એક બીજો જવાંન તે ટોળકીથી તમામ અળગો એક પેર ત્રીની જાડી ડાંખલીઓની હેઠળ ઉભો હતો. તે જોઇએ તે કરતાં જાસ્તી ગમખ્વાર હતો અને વારંવાર તેની ઝાંખી, ગમગીન ચશમો તે રમ-

ત્યાળ સોલજર મીત્રો ભણી ફેંકી, એખલો એખલો મનસે મુઝાઇને સરદ હાથે ફેંકતો હતો.

"તેઓ આવી રીતે મજાહ કરીજ કેમ શકેછ?" તેણે વિચાર્યું, અને તેનું જીગર અજાયબી અને કથોર તીરસ્કારની લાગણીથી બધું ભરાઇ ગયું. તેને પોતાને તેની જીંદગી એટલી તો સીહા, એટલી તો એકાંત અને એટલી તો કડવી થઇ પડી હતી કે તેની સામે બેઠેલા તેનાં ખુશાળ જીગરનાં મીત્રોનાં મુખમાંથી આવા ધાસ્તી ભરેલા કલાકે, આનંદી વેણો કેમ બાહર પડી શકતાં હશે, તે તેની મસમોટી અજાયબી થઇ પડી.

"એ આજે તું છેકજ કાંય ઘુવડ બની રહયોછ, પીએર?" તે ટોળકીમાંનાં એક ખુશમીજાજી સોલજરડાએ તેને પુછયું. "ચાલની અમારી સાથે 'જોઇન' થાની? હવે એવો ચાન્સ કાંઇ ઘડી ઘડી નથી મળવાનો."

"તો તો એરબી સારૂં," તેને બોલાવનાર ભણી ફર્યાં વિના બબરેલા સાહદે તેણે જવાબ દીધો.

"કેમ થયુંછ શું?" એક બીજા ઉંચા, ગરાસ્યા જેવા તેનાં મીત્રે, કે જે બાપડાનાં ગોરાં મુખ ઉપર મુછ તો હજી ફુટીએ ન હતી તેણે વચ્ચે હોમાવી પુછયું. "શું કાંઇ જીંદગીની મોજમજાહ સબરદબર તજી દેવાનો તેં નિશ્ચય કીધોછ કે કોઇ ત્હારી 'સ્વીટ હાર્ટે' તને સાબુટ લટક આપીછ?" અને તે હસ્યો—એક આનંદી, બેફરકાર, જવાંનીનાં સઘળાં જોસનુ તે એક રમત્યાળ હસ્વું હતું! તે તે ટોળકીમાંનો સૌથી રમુજી અને હસમુખો જવાંન હતો.

"મ્હારે લગતી બાબદો સાથે તને કશુંબી લાગતું વળગતું નથી;" તેનો રમુજી 'રીમાર્ક' ન ગમ્યાથી પીએર લરૂએ લગભગ ઝનુની અવાજે કહયું.

"ડય ડ ડય! નહિજ, અલબત. તુંબી ત્હારા 'અફેરઝ' સંભાળથી સંતાડી રાખનારો એક ખરો મદારી છે." તેણે હસીને તેનું જાસ્તી ગેરવ્યું.

"એમ એકદમ તપી આવવાની કશી જરૂર નથી, પીએર," જે જવાંને તેને તેઓ સાથે જોઇન થવા કહયું હતું તે હવે પીએરને પટાવવા વચ્ચે પડયો. "એ કમબખ્ત તો એવોજ મુવોછ. સીદધે રસ્તે જતા બળદનું બી પુછડું મરડે તેવો એ છે. તું કાંય ત્હારૂં લોહી પાણી બાળેછ?"

ત્યાર પછી તેઓએ પીએરને એખલો તેનાં વીચારો સહીત મુકયો અને આપસ આપસમાં તેની અને તેનીજ વાતો કરતા તેઓ બેઠા.

"બેની ગરજ સારે તેવો એ વગર શકે છે;" પેલો રમુજી જવાન બોલ્યો; "પણ એનાં જેવો ડલ તો મેં આજ લગી કેહેબી કોઇને જોયો નથી."

"પણ કામ કેવું બજાવેછ! આપણાં બીજા જાતભાઇઓ કરતાં એ ઘણો આકળો અને ઉતાવળ્યો છે—એટલો કે કોઇ કોઈ વખત તો આપણે બી દાંતમાં આંગળાં પકડયા વીના રહી શકતાં નથી. તે દીવસે રાત્રે ત્રણ ઝનુની પ્રસ્યનો સાથે એખલો હાથોહાથ લડયો ને પાછો ફર્યો ત્યારે, જાણે આપણે તો માની બી નથી

શકતા કે, તેના દીલપર, જખ્મો તો રહયા પણ, ખાલી એક શરહે-તોબી નહિ હતો."

"વન્ડરફુલ! એમ તો કદાચજ કોઇએ કીધું હશે."

"વગર શકે. અને અજાયબી તો એ છે કે એ તદન વગર કેળવાએલો જવાન છે; આપણી માફક એને કશીબી ત્રેનીંગ નથી લીધી તે છતાં એક ઘરડા પાકટ સોલજરડા માફક એ કેવો સખ્ખત, ઠંડો અને ધીરજવંતો છે! જાણે પોતે 'બુલેટ પ્રુફ' હોય તેમ આગનાં ગોટેગોટાં અને ગોળીઓની ગર્જના વચ્ચે જેમ ગમે તેમ યાહોમ ધરયો જાયછ. કરનલને એને માટે ઘણું માન છે."

"એનો અર્થ એમ થયો કે 'પ્રોમોશન.'"

"તેની તેને સહેજબી દરકાર નથી. એ તો બસ ધાસ્તી અને ધાસ્તીભર્યાં કામો બજાવવા આતુર છે."

"હા—મેંબી ચાલુ એને ઉછાછળો બની જીંદગીનાં દરેક જોખમે જે ગમે ને કાર્ય બજાવા માંગેલુ સમજ્યુંછ. પ્રોવ ડીઆબ્લ! એ બધાંનાં બાતેનમાં કશોબી છુપો સબબ હોવો જોઇએ. જો હું ભુલ નહિ કરતો હોવું તો એ એક ઘણું જખ્મી દુઃખી જીગર એની આંએ બાહદુર લોખંડી છાતીની પછવાડે લઇ ફરેછ."

"એ એક ખરેખરો અને ઇંચે ઇંચે સોલજર છે. હું ઇચ્છુંછ કે એ જેવી રીતે એની જીંદગીનો અંત લાવી નાખવા માગેછ તેમ તેટલો જલ્દી નહિ આવે, કેમજે એનાં જેવાં કામનાં માણસોનો તો હવે દીવસ જતાં ઘણો ખપ પડશે."

"શું ધારેછ, દુશમન ઘેરો ઘાલશે કે?"

"ડય ડ ડય! અલબત, હું પુર ખાત્રીથી માનુંછ. આજે કંગાળ શ્રાપીત જરમનો આપણને ચોમેરથી હંફાવેછ."

તે ટોળકીનાં ટાહેલાં હવે લગાર ગંભીર બન્યાં; મજાક મશકેરી અને ટોલ ટપ્પા ગેબ થઇ જઇ તેઓ લગાર ગંભીર બની વાતચીત કરવા લાગ્યા, જ્યારે અત્યાર સુધી જે જવાન વિષે તેઓ ટાહેલા કરતાં હતાં તે તદન તટાર ખાંધે બંદુક મારી, તારાઓની ઝાંખી રોશનીમાં સામેનાં સુંદર શેહરની સફેદ મજબુત દીવાલો કે જે થોડાજ વખતમાં દુશમનોનાં હાથ હેથળ ભોગ થઇ પડનાર હતી તેને ટીકતો એક પુટલાં માસાળ ઉભો હતો.

ઘણાંજ ટુંક વખતમાં તે લડાઇને લગતું, માત્ર થોડીક નાહની નાહની લડાઇ લડી ખુદ પોતે મેળવેલા અનુભવ ઉપરથી, શીખી ગયો હતો, એ પીઅેર લઇ. એક સીપાહ બચ્ચામાં જોઇતી દ્રઢતા, બાહદુરી, 'ડીસીપ્લીન' ઇત્યાદી તેને એટલું તો જલ્દી ઉપાડી લીધું હતું કે ઘણી સેહલાઇથી તે એકાદ પાકટ અનુભવી સોલજરની હરોલમાં આવી ઉભો. તેનાં મીત્રો અને તેનાં વડાઓનો ચાહ અને માન ઘણું જલ્દી જીતી લેવાને પણ તે ભાગ્યશાળી નિવડયો હતો.

કોઇપણ તેને સારી રવેશે સમજી શકતું ન હતું. હંમેશાં તે એકાંતપણું અને અલગપણું શોધતો હતો--સદા ગંભીર ચુપકીદી અખત્યાર કરી તે પોતાની જીંદગીને લગતા એખલો એખલો સ્વપનાઓ જોયા કરતો હતો. તે કોઇનીબી સાથે સેહજબી ભેળાતો ન હતો-

તેને તેમ કરવાની જરા પરવાહ પણ ન હતી; અને તેથી તેના મીત્રો તેને બાબે ઘણાં ગુંચવાતા હતા.

તેનાં તે એકાંતવાસમાં કાંઇબી છુપી ગમખ્વારી હોવી જોઇએ એટલુંજ તેઓ કલ્પી શકયા હતા; પણ તેનાં બાતેનમાં વસી રહેલી જાલેમ ગમગીનીનો ખરેખરો બાએસ શું હતો તે તેઓ પામી જઇ શકયા નહિ. તે વિષે તેણે કદી પણ વરાળ બાહર કાઢી હતી નહિ અને વખત જતાં તેઓએ તેને માટે જાસ્તી ચાવાચીવી કરવાનું મોકુફ કર્યું. લડાઇને લગતો ધમધમાત અને ઉશકેરણી તે સોલજરડાઓનું ચાલુ મગજ એટલું તો રોકી રહેતી હતી કે કોઇપણ રીતની તર્ક બાંધવાની તેઓ પાસે ફુરસુદ મુદ્દલજ ફાજલ પડી શકતી ન હતી. તેઓ તેને, જો કે તેને તો તે સઘળી ચીજની જરાબી પરવાહ હતી નહિ, તેની ભણી વિશ્વાસ અને હેતથી નિહાળી, ચાહવા અને માન આપવા લાગ્યાં હતાં.

ફ્રાન્સનો વખત ઘણો બારીક આવી લાગ્યો હતો. લડાઇનો મામલો દીવસો જતાં વધુ અને વધુ સીઢા અને ત્રાસજનક બનતો જતો હતો. શુરવીર લડવઇયાઓનાં મગજે, એક ધુમ ધીચેલા છાકટા મનુષ્ય મીસાળ, લડાઇની ધેણુ પુર જોશથી ચઢી ચુકી હતી. દરેક વફાદાર છાતીમાં દુશમનો કાજે સૌથી ઝનુની ધીક્કાર અને ફીટકાર દીન પ્રતીદીન વધતો અને વધતોજ બરપા થતો હતો, અને જીતની આશાનું તેજ ચાલુ ઝાંખુ પડતું જતું હતું, જ્યારે દુશમનો ઉપર ખુદ કુદરત રાજી થઇ હોય તે મીસાળ તેઓ ભુખ્યાં વરુની અદાથી આગળ અને આગળ ધસ્યા આવતા હતા. તે સઘળી ખાનાખરાબી, ખરને ખુહારી અને કાપાકાપીમાં માત્ર એખલો તેજ મરદ ધાસ્તીની

બેધડક સામે થઇ, જાણે મોહતને નોતરૂં કરતો હોય તેમ, જરાણી ઉશકેરાયા વિના, લડવાને વખતે તમામ જીવ ઉપર આવી જઇ લડતો. તે ચાલુ મનસે વિચારતો અને બરબડતો કે "ઓહ, મોહત કયારે આવશે?"

તે મરવાજ માંગતો હતો. તે ડગળે અને પગળે મોહત માંગતો હતો. પણ માંગેલું મોહત કોણનું આવેછ? તે જેમ જેમ મોહતનાં જાલેમ હાથોમાં ધસ્યો જતો હતો તેમ તેમ તેનો અજબ સંજોગે બચાવ થતો હતો; અને મરણનો દૈત્ય જાણે તેનાં ઉપર કુરબાન કુરબાન થઈ ગયો હોય તેમ તેનો હરેક કીસમે તેને તેના ફાંડામાં સપડાવાને બદલે, બચાવ કરી તેની બાહદુરી અને નામનામાં જ્યાદા અને જ્યાદા વધારો કર્યો જતો હતો.

રોજનું કથણુમાં કથણુ કામકાજ, સખ્ખત 'ડીસીપ્લીન' અને ભાતભાતની વેદના જાણે તેની રોજની જીંદગી થઈ પડી હતી; મગર તે બાબેની બેચેની તેને સહેજબી લાગતી ન હતી—તેને તેની રજબારગી ગણના હતી નહિ. ભુખમરો, કંટાળો, કગાળયત, રોજનો એક સરખો અર્ધો કાચ્ચો ખોરાક, કંટાળા ભર્યું સખ્ખત વહીત્રું, ભયભીત ધાસ્તીઓ એ સર્વે તે, તેનાં સુખનો સમુળગો નાશ થયાથી આંધળી બનેલી આંખો સાથનાં મરદને મનસે કુચ્છ બીસાદ વિનાનુ હતું—તે મરદ કે જેનો અગાધ પ્યાર દુષ્ટ શકનાં જાલેમ રોગની મોહકાણે તમામ ઘેલાપણાંમાં બદલાઈ ગયો હતો!

લડાઇની તાવ તેનાં મગજ ઉપર ઘણી એકાએક ગલબો થઈ આવી હતી; અને તે તેની કંગાળ જીંદગીને લગતો વિચાર વિસરાવી મેળાવશે એવો તેને ખ્યાળ થતાં તે ઘણો જલ્દી એક મીનીટનાં લાંબા

વિચાર વિના, લશ્કરમાં જોડાઇ ગયો હતો. ઝનુની ઝપાઝપીઓ, ગોળાઓ, બંદુકો સાથની યાતો કોઇ વેળા હાથોહાથની લડાઇઓ, રાત્રીનું હદની બાહર કંટાળો ખવાડનારૂં પોહરેગીરપણું વિગેરે ચીજો, બાજે-વેળા, તેનાં ઉપર ગુજરી ગએલા ગજબને ભુલી જવામાં તેને સારી મદદ કરી હતી; અને તે ઉપરથી, ધાસ્તીમાં આંખ વિંચી ધસી જઇ, મોહતને ઝટ શરણે જવા તે જયાદાને જયાદા આર્જુમંદ થતો હતો.

આજની રાત્રે તેને પોહરેગીરનું કામ બજાવવાનું હતું. તે એક ઘણું કંટાળા ભર્યું કાર્ય હતું; મગર અનુભવે હવે સઘળું કેમ સહન કરવું અને લઈ ચલાવવું તે તેને સારી રીતે શીખવ્યું હતું અને તે જ્યારે બીજા તેનાં ભાઈબંધો થોડા કલાક—હા, પ્રીય વાંચનાર, ફક્ટ થોડાજ કલાકની શાંતી ભરી ઉંઘ ખેંચી લેવા ભોંય ઉપર લાંબા છટ થઈ પડયા ત્યારે તે હારેલો મારેલો, જીંદગીથી ધરાઇ ગએલો કમનસીબ જવાંન ખાંધે બંદુક મારી ચોકી કરવા ઉભો—તે કે જેને થોડાજ મહીનાઓ અગાઉ અનાજ અને વરસાદની અછટ સીવાય બીજી કશી ધાસ્તી કે દરકાર હતી નહિ!

હવા ઘણી ઠંડી અને સરદ હતી, આકાશ ભારી કાળાં વાદળાં-ઓથી ઘેરાઈ ગએલું હોવાથી ચંદ્રમાં કે તારાઓનું ઝાંખુંબી તેજ પડતું હતું નહિં—ચોપાસ ચુપકીદી સાથની તે એક ઘણી ગમઘોર અંધારી રાત્રી હતી, જાણે થોડા વખતમાં તેઓ ઉપર ગગડી પડ-નારાં આફતનાં વાદળાંની કાંઈ તે રાત્રી આગાહી આપવા માંગતી હોય તેવી. ઉચા કાનો અને તીણી તીક્ષણ નજરો સહીત તે, ખાંધે ભારી બંદુક મારી, આમથી તેમ પોતાની ફરજ બજાવતો ફરવા લાગ્યો—તે ફરજ કે જે અનુભવી, પાકટ, કેળવાએલા સીપાહ બચ્ચાને-

બી કંટાળો ખવાડી ઠાકવી નાખનારી હતી. અંધારૂં વધુ અને વધુ ઘાડું થતું ચાલ્યું, જ્યારે જાણે પીએર લરૂની બેચેન છાતીમાં કટારી બીસાળ પેસી જવા માગતો હોય તેમ, તીક્ષણ, તનબદનને અકરાવી નાખે તેવો ઠંડોગાર વા ફુંકવા લાગ્યો. તેનાં મગજમાં તે એક કંગાળ દુઃખી યાદ એકાએક ધાછ આવી, કે જ્યારે તેણીનાં મુખ ઉપર ગુનેહગાર ફીકાશ સાથે, પોતે તમામ નિષકલંક હોવાનું ભાર મુકી કહી, તેણીને નિરદોશ માની લેવાનું ઘણું ઓજરખવાહીથી તે બોલી હતી.

નિર્દોષ! તે ખ્યાળ થતાંજ તે એક ઝનુની, હસ્વું હસી પડયો. માત્ર એક અઠવાડીયું થયાજ પરણેલી એક અબળા સીહા રાત્રે પોતાના સ્વમાનનાં ભોગે, ચોરી છુપીથી પોતાના પતીનો પડખો મુકી કદી એમ કોઇને મળવા જાએ નહિ, જ્યાંસુધી તે કોઇ તેણીને તેણીનાં પતીથી પેણ પ્યારો હોય. કદી. કદીબી નહિ એક સ્વચ્છ, નેક સ્રી, તેણીને કશું ખાસ કારણ નહિ હોય ત્યાં સુધી, આવી રીતે મધ્ય રાતે, એમ કોઇ પરાયા માટીદાને મળવા જાએ.

અને તે છતાં—તેનાં ખ્યાળો સઘળા તેણીની વિરૂધ્ધ હોવા છતાં—તે શાંત, ગમઘોર, ચીલી રાત્રે, જ્યારે ડરામણી આફતનો શહેતાન પુર ઝનુની બની ડોળા ઘુરકતો હતો ત્યારે, તેને મનથી કબુલ કર્યા વિના ચાલ્યું નહિ કે તે હજી તેણીને જેટલાં અને તેટલાંજ વાહલથી ચાહતો હતો, બલ્કે એક દેવી બીસાળ, તેણીની ગમખ્વાર, અને તેનાં પોતાનાં શબ્દોમાં બોલ્યે તો, તકલીદી યાદ હૈયે ધરી, તેણીને પુંજતો હતો! તે તેણીની યાદને કેમે કરી વિસારી ન શકયો. તે જેમ જેમ તેણીને ભુલી જવા ચાહતો હતો તેમ તેમ વધુ જોશ અને

જોસ્સાથી તેણીનો આકાર તેની સનમુખ ખડો ઉભો રહી, તેને બધો ભમતો બનાવતો હતો. રોજની હાડમારીઓ, દરેક લશકરી સખ્ખતાઇઓ અને લાગ મળતાં મોહતનાં ડરામણાં ડાચામાં ઘુસી જવાની તેની સઘળી કોશેશો અને જહેમતો છતાં તેણી અને તેણીનીજ યાદ તેને હરદમ સતાવતી અને બળાવી જળાવીને ખાકરૂખ કરતી રહી.

આહ, પ્રીય વાંચનાર, એ બધા ખુદાએ બક્ષેલા નિરમળ પ્યારનાં પ્રતાપ હતા; એ સઘળાં વાણાં તે માહન સાહેબે બક્ષેલી પવિત્ર લાગણીનાં હતાં-તે લાગણી કે જે ખુદ ખોદા જેટલીજ પવિત્ર અને મજબુત હોય છે, કે જે તેડાવેલી આવતી નથી, શીખાડેલી શીખાતી નથી અને મારેલી મરતી કે હથાડેલી હથતી નથી! પ્યાર એવોજ હોઇ અને થઇ શકેછ; તે એક તદન અણદીઠ, મીનોઇ જેહાનની કરમ બક્ષેસ છે, કે જે તેનાં જોરાવરપણામાં જેટલી અકસીર અને કાટીલ છે, તેટલીજ તેનાં મીઠાસપણાંમાં પણ છે. તે એક મીઠ્ઠું ઝેર છે। ઝેર સદા કડવાં અને કાટીલ હોઈ શકે છે. તે પોતાની અસર તરીકે ઘણાં જબુન પરીણામો આણે છે; મગર મોહબત એક એવું ઝેર છે કે જે તેનાં કડવાસ અને કાટીલપણાં માટે ઘણું વિખ્યાતી પામેલું હોવા છતાં, તે પીવા દરેક લોક સદા આતુર અને ઉલટમંદ રહે છે—તે સદા મીઠું અને મધુર લાગે છે. તે એક ઠેઠ કીરદેગારનાં બાર ભણીથી ફેંકાએલી અણદીઠ રોશની છે કે જે તે માહનામી સાહેબનાં જેટલીજ ચોખ્ખી, અશો, એકયતા અને ધૈર્યતાવાળી, સર્વોપરી અને સર્વોત્તમ છે. માહન ફીલસુફો, માહન કવીઓ અને લેખકોએ તેની ખુબીનો અભ્યાસ ઠેઠ ઉંડાણથી કરી જગ સનમુખ ધરવાની મીથ્યા કોશેશો કરી છે—તેની ખુબીની જાણ, પીછાણ તો માત્ર તે અને તેજ કરી

શકે છે કે જે તે ઠંડી આગનો ભોગ થઇ પડયું હોય. પ્યાર લોખંડી કીલ્લા જેટલો જોરેમંદ છે, આતશ જેવો અશો છે; તે હીચકારાઓને સીંહ જેવા બળવાન, બુરા બદમાશોને ફરેસ્તા જેવા પાક, આળસુ ઐયાસી મંદ માણસોને એક રખ્શ મીસાળ તેજી અને ચપળાઇવાળા બનાવી મેળે છે; તે જ્યાં જાય છે ત્યાં જો સુનકાર અને અંધકાર હોય તો અજબ ચમત્કારીક ઉજાસ ફેલાવી મેળે છે: તે જેની ઉપર તેની દયાળુ બક્ષેસ રેડે છે તેને ગોયા નવીજ જીંદગી, નવુંજ જીવતદાન બક્ષે છે! તેની અસર નહિ વર્ણવી શકાય તેવી ભરમ ભેદ વાળી છે!

તે નહિ ભુલી શકાએ તેવી પ્યારનીજ લાગણી હતી કે જેને પીએર લઇને તેની ફરજ બજાવતી વખત પણ બધો ગમગીન કરી મેળયો. અંહીથી તંહી તે ભારી પગળે ફરતો હતો તેટલાં તેણીની યાદે તેનું માથું તેની છાતી ઉપર ઝુલાઈ પડયું અને એક અગાધ ગમીનું સમજી શકાએ એવું ડસકલું તેનાં હોઠો વાટેથી બાહર પડયું.

"ઓહ હું એને ભુલી જઇ શકતો હતે!" તે કમનશીબ બરબડયો. "અરે ખુદા, માત્ર એકજ કલાક હું એને વિસરી જઈ શકતો હતે!"

અને તે દુઃખી થડાએ તે તેને પોતાને પણ ભુલી ગયો. તેની ફરજનો ખ્યાળ તેનાં મગજમાંથી સરબસર ભુસાઇ ગયો; તેની ચતુર, તેજી ચશમો ઝાઝો વાર દુર ખેંચાએલી રહી નહિ; તેનાં સાબુત, તીક્ષણ કાનો ફકત તેનાં અશાંત હૃદયમાં થતા કલાપોકાર અને ચીસાચીસ સીવાય બીજી બધી ચીજો ભણી બેહરા સુણાં થઈ રહ્યા, અને તે સઘળું સરબસર ભુલી જઇ, ઉંઘાડી આંખો છતાં અંધાપા

અને છતા કાનો છતાં બેહેરાંપણું સાથે, તે તેનાં દુ:ખનો એક ઘણો રીહા સ્વપ્નો જોતો, એક સફેદ મારબલના પુટળાં મીસાળ, જડ થઈ ઉભો.

બીજીજ પળે તે ચમકી, ઝબકી, એક જબરદસ્ત ફાળ ખાઇ તે કંગાળ સ્વપ્નામાથી બીદાર થયો અને આજુબાજુ જોવા લાગ્યો. અફસોસ, રે સદ હજાર અફસોસ, તે દુ:ખની એક કરૂણારસીક બે સુદ્ધી અને થોડીક પળનાં વિસરબો માટે! તેનાં કાને ઘોડાઓની ખરીનાં ટપકટપક અવાજો મોટા અને ખોલ્લા આવવા લાગ્યા—રાત્રીનાં તે રીહા પડછાયામાં તેની ઝાંખી, કરુણામય ચશમે તે ઘણી ખોલ્લી રીતે નગ્ન તરવારોનાં આંખને ચમકાવી મેળે તેવા વિજળી પેરે થતા ચમકારા અને ઝબકારા જોઈ શકયો. તેણે ચેતવણીનું એક ઘણું જોરમાં બ્યુગળ ફુકયું અને બીજીજ પળે ભર ઉંઘમાંથી ઝબકી ઉઠી લડવાની તૈયારીમાં પડતા તેનાં જવાંન સોલજર મીત્રોને જોઇ તે કમબખત જવાંને મનસે વમાસ્યું કે સઘળું ઘણું મોડું થઇ ચુકયું હતું—ખાનાખરાબી અને ખસ્તેખુહારી તેની એક પળની ગફલતીનાં સબબે, ઘણી નજદીક અને ભયાનક રીતે ડોળા ઘુરકતી આવી ઉભી હતી!

એક પળમાં તે શાંત જગા ગરબડ સરબર, અફાળઝીંક, લોખંડી બખતરના ખખડાત, નાગી તળવારોનાં ચમકારા, ઘોડાઓનાં ખંખાર ધાંધલ ધરપચ અને ગુંચવાડો ગભરાતથી બધી ધમધમી અને ગાજીવાજી રહી!

ઘણી વખાણવા જોગ ઝડપે તે જવાંન સીપાહ બચ્ચાઓ હથ્યારબંધ તૈયાર થઇ ગયા, પણ દુશમનો ઉપર તેઓનો હલ્લો

જોઇએ એટલો ઝડપી અને ચાલાક હતો નહિ, તે દુશમનો કે જેઓ તે નાહની ટોળકીથી ત્રણ ગણાં હતાં અને જેઓનો હુમલો એક ગરૂડ પક્ષી મીસાળ ખુની અને જબરદસ્ત હતો।

જરાવાર ત્યાં એક જંગી જંગ જામી રહ્યું. દુશમનો (જરમનો)નાં જાલેમ દસ્ત આગળ તે જવાંન્યાઓને એક જબરી સીકશત મળી–તેઓની ખુની તળવાર અને ભયાભય ભોંકાતા ભાલાનાં કેટલાકો ભોગ થઇ પડયા, તો કોઈ બાપડાઓ ઘોડાઓની ઉશકેરાયલી લાત અને ખરીઓ હેઠળ કચડાઇ ભચડાઇ મુવા. તે એક નાહની મગર ઘણી ઝનુની ઝપાઝપી હતી. હાથોહાથ, છાતીસે છાતી અને તળવાર બાજી સાથે ખેલાયલો તે ખેલ ઘણોજ ટુંક મગર જીવલેણ હતો. કાપાકાપી, ખુનામરકી, ચીસાચીસ, બ્યુગલનાં ધમધમાત, તલવાર અને ભાલાઓનાં ઝળકાત, લોખંડનો ડલ ખણખણાત, લોહીની એક લાંબી અને ભરપુર નદી, તાજાં લોહીથી ગગરતાં ડોકાંઓ ઇત્યાદીનાં ત્રાસજનક દેખાવ ઉપર જ્યારે ધીમે ધીમે, ગોયા મશકેરી કરતો, સહવારનો ખુશનુમાં પોહ ફાટયો ત્યારે પ્રસ્યનઝનોની પુરી ફતેહ થઇ ચુકી હતી. તે જવાંન, નફકરા, હસમુખા ફ્રેન્ચ જવાંન્યાઓની તે નાહની ટુકડી–કે જેઓમાં કોઇ કોઇ બાપડાઓનાં તો દુશમનોનાં ભોગ થઇ પડી મુડદાંઓ તાજાં ગગડતાં લોહીનાં ગારમાં તરતાં હતાં–આયંદે જીત, નાહસ ભાગ યા તો પાછળ હઠવાનું તદન નહિ બનવા જોગ ધારી તે કંગાળ, શ્રાપીત શત્રુઓને શરણે ગયા.

લડાઇનાં કેદીઓ–કંગાળ, કમનશીબ, હથ્યાર વગરનાં, એક પાંજરાંમાં પુરેલાં ઘેરાએલાં જનાવરો મીસાળનાં તે જવાનોને–પ્રસ્યન

લશકરનાં એક 'ડીટેચમૅન્ટ'ને સોંપી દેવામાં આવ્યા. તેઓનાં કીસમત હજી નક્કી થઇ ચુકયાં ન હતાં અને તે જગા ઉપર જોઇએ તેટલી ખાનાખરાબી કરી તે પત્થરનાં હૈયાંનાં બવેરીયનઝ અને પ્રશ્યનઝ પારીસ ભણી ઝડપથી કુચ કરી ગયા.

× + ×

પીએર લરૂ ઘણી સખ્ખત રીતે ઘાયલ થયો હતો. તેની આજુબાજુ શુંગી બની જતું હતું, તેનાંથી બીલકુલ બેવાકેફ તે તે આખ્ખો દીવસ બેફામ પડયો હતો. તેનાં દીલમાં થતી 'પેને' તેને તમામ તાકાત વિનાનો કર્યો હતો; તેનું આખ્ખું શરીર ઉંડા જખમો અને હાથ અને પગ ઉપર પડેલા ઘસારાઓથી બધું ધમધમી આવ્યું હતું; તેની આંખો વિંચાઇ ગઇ હતી, જાણે એકાદુ સીસાંનો ભારી બોજો તેનાં આંખનાં પોપચાં ઉપર મુકી દેવામાં આવ્યો હોય તેટલી તે ભારી અને ચપટાઇથી બંધ થઇ ગઈ હતી. અંજાણ્યા અવાજો તેનાં કાને અઠડતા હતા, મગર તેઓ શુ બકતા કે બોલતા હતા તેની તેને સેહજબી સુદ્ધી ન હતી. યાહોમ લોહી જવાનાં સબબે તે હદની બાહર નબળો પડી ગયો હતો. ભુખમરો, ઠાક અને જખમોની દુઃખદાયક વેદનાની મોહકાણે તે હદની બાહર નસોસ જેવો પડયો હતો. તે તેનાં તે હદની બાહર નસોસપણાંમાંબી ખુશાળીથી હસ્વા લાગ્યો કે આયંદે મોહત–તેની ઝેરી કંગાળ જીંદગીનું સેવટ આણનું ખુશકારક, દયાળુ મોહત તેને તેની ગોદમાં તેને ઉપાડી લેવા આવ્યું હતું– તે મોહત કે જેને માટે તે રાત અને દીન આજુજી કરી પરવરની પ્રાર્થના કરતો હતો.

તેને ખાત્રી હતી કે જો તેનાં મુદ્દઇઓ તે જેમ ધારતો અને માનતો હતો તેમ તેની ભણી ઘણાં ક્રૂર બનશે તો આવી ખરાબ રીતે ઘાયલ થયા પછી બીજા દીનનો ઉગતો સુરજ તે કદાચજ જોવા પામશે. મગર તે તેની ધારણામાં ઘણો ખોટો નિવડયો; કેમજે—જો કે દયાનો સેહજ છાંટોબી તેનાં દુશમનોના લોખંડી જીગરમાં હતો નહિ છતાં—તેઓએ ઘણી કમનની તેઓનાં કેદીઓની સારવાર કરી તેઓનાં ઘા સાફ કરી પાટપુટી બાંધ્યા હતા; અને તેથી, જ્યારે પીએર સુદ્ધોમાં આવ્યો અને તેની તાવ જતી રહી ત્યારે તે ઘણી સેહલાઇથી કલ્પી શકયો કે તે એક 'ઍમ્બ્યુલન્સ વૅગન'માં ચતોપાટ સુનો હતો અને તે ગાડું એક તદન નવા અને ત્રાહીત શેહરનાં તેનાંથી તમામ અંજાણ્યાં રસ્તા ઉપરથી ભારી આંચકાઓ સાથે પસાર થતું હતું.

તે દુશમનોનાં હાથમાં કેદ પકડાયો હતો અને તેઓ તેને પોતાનાં દેશમાં લઇ જતા હતા. પીએર લરૂએ તે ગાડીમાં પાંથરેલાં સુકકાં ઘાસનાં બીછાણામાંથી તેની ઝાંખી નબળી નજર આસપાસ ફેરવી અને તેને માલમ પડયું કે બીજા ચાર જણાંઓ તેની માફક તે સખ્ખત બીછાણાં ઉપર લાંબા છર થઈ પડયા હતા. તેઓનાં મુખમાંથી વારંવાર બાહેર પડતી દુઃખોની બુમો અને નિરાશાની હાયો તેનું પોતાનું દુઃખ જાણે વિસરાવી મેળતી હતી.

તે ચાર જણાંમાંનાં એકને તે ઘણી સેહલાઇથી ઓળખી શકયો. તે તેની ટોળકીમાંનો પેલો સૌથી રમુજી જવાંન હતો કે જેની સાથે તેને તે ઝપાઝપી અગાઉ સાંહજે એક નરમ ટપાટપી થઇ હતી.

"તું છે, પુપાર્ડ? તું છે?" તેણે નબળા અવાજે પુછ્યું. "શું તું જખમી થયોછ?"

"મ્હારાં શીવાય બીજો કાણુ હાય?" તેણે ખબરીને કહ્યું. "સેહતાનને હવાલે આએ 'બ્રુટસ'ને! ચંડાળોએ મ્હારૂં એકેએક હાડકું ભચડી કચડી નાંખ્યું."

"એ બધું કેમ બન્યું?"

"એ લોકનાં રાક્ષશી ઘોડાઓની નીચે હું આવી ગયો હતો. મને પછીથી ખેંચી કાઢવામાં આવેલો, એમ તો કોઇ બકયું'તું. એક ગોળી લાગ્યાથી એક ગંજાવર શરીરનો ઘોડો મરી જઇ, મ્હારાં દીલ ઉપર આવી પડેલો ને તેનાં ગંજાવર બોજાથીજ હું અર્ધ મુવો તો થઇ રહયો'તો. ઉફ્ફ! કમબખ્તોએ તેને તેજ ઘડીએ મને મારી કાંય નહિ નાખ્યો હોશે? જીંદગી વેર લુલાં લંગડા થઇ જવાનાં જેવું બીજું જાલેમ દુઃખ હોઇ અને થઇજ શું શકેછ?"

પીએરનાં મુખમાંથી એક ઉંડો નિસાસો બાહર પડયો. આહ, તેને વિચાર્યું કે, જીંદગીભર લુલાં લંગડાં થવાનાં કરતાંબી દુન્યામાં બીજાં ઘણાં કાટીલ દુઃખ—મનની બીમારી—હોઇ શકે છે!

"શું એ લોક આપણને તેઓનાં પોતાનાં કંગાળ, શ્રાપીત દેશમાં લઇ જાએછ?" પુર્પાર્ડે એકાએક પુછ્યું.

"હું કશુંબી કહી કે કલ્પી શકતો નથી," પીએર બોલ્યો; "હું અહીં કેટલો વખત થયો આવી પડયોછ તેનીબી મને સુધ્ધી નથી. જરમનો સાથની લડાઇ પછી, મને તો એમજ લાગેછ કે, ખાસ્સો એક જમાનો વહી ગીયોછ."

"એ દહાડા તો વહી ગયેલા છે," તેણે કાંઇક કંટાળાથી કહ્યું: પછી કશું એકાએક યાદ આવવાથી વધાર્યું "પણ અરે, એઇ પીએર, એ એમ કાંય તેં કીધું? એટલી બધી અસુરેથી અમને દુશમનો માટે ચેતવણી આપવાનું કાંઈ કારણ? કેપટન તો બધો લાલપીળો થઇ ગીયો'તો અને આએ બધી મોહકાણનું મુળ તે તનેજ સમજેછ."

પીએર લરનો ફીક્કો ચાદર જેવો ચેહરો શરમીંદગીથી બધો લાલ લાલ થઇ આવ્યો.

"શું એ વાત ખરી છે?"

"મોં ડીય! હા. તેં કદીબી મને જુઠ્ઠું બોલતાં સમજયોછ?"

"મેં 'વોરનીંગ' તરતજ આપી'તી, જેવી મેં તેઓની-હાજરી જાણી તેવી. જાણે વિજળીની ઝડપથી એ લોક આવી પુગા'તા. હું સમજી નથી શકતો કે એટલી બધી ઝડપ અને ઉતાવળ તેઓ કરીજ કેમ શકતા હશે."

"ખુદ સેહતાન સાથેજ તે લોકની સંગત છે," તે જવાંને ઝનુની અવાજે કહ્યું. "શું એ લોકની આવી ખુશનસીબીનો છેડોજ નહિ આવશે?"

"લાગેછ તો એવુંજ," પીએર બોલ્યો; "જાણે આપરી સામે નશીબદેવીજ રૂથીછ. પણ કાંઇ નહીં આપણાં લોકનોબી વખત આવશે."

રમુજી પુપાર્ડ એક બે મીનીટ કાંઇ વિચારોમાં ચુપ રહ્યો. પછી લગાર સાહદ ધીમો કાઢી બીહધેલી અદાએ તે બોલ્યો, "આપણુને કાંઇ આએ સેહતાનોનાં સપાટામાંથી નાહસ ભાગ કરવાનો જોગ

મળશે ખરો કે? જો મળે કેની તો હું તો એક અર્ધી સેકન્ડખી તેનો લાભ લેવાને ચુકું નહિ."

"ચુપ, ચુપી જા," એકાએક તેઓ ભણી આવતાં ભારી પગળા સમજી પીએરે બીહેલેલા સાહદે કહ્યું. "હશ, અંહી એક 'ત્રુપર' આવેછ!"

"ત્હમારા પ્લાનો રચો તે ખુબ સંભાળથી રચજો!" એક ઘોડ્ઝારી સાહદનાં સીપાહે તેઓની નજદીક આવી ઠહરાવેલા સાહદે કહ્યું. "ત્હમારી માફક ફ્રેન્ચ ભાષા અમે લોક પણ જાણેછ." અને ત્યાર પછી તે બે મીત્રોને ઘણી તોછડાઇથી છુટા પાડવામાં આવ્યા અને તેઓ ભણી ઘણી ક્રૂરતા અને સખ્ખતપણું બતાવવામાં આવ્યું.

દીવસો પસાર થતા ગયા. હાંદેસાઓ, દુઃખ, હાડમારી, કંગાલ્યત, આંચકા ઉંચકી, તાસવીશ, ભુખમરો, સખ્ખાઇ ઇત્યાદીનાં કંગાળમાં કંગાળ દીવસો વહેવા લાગ્યા અને તે વેમન આગળ અને આગળ ધસ્યુંજ ગયું. ખોરાક ઘણોજ થોડો આપવામાં આવતો હતો અને જે મળતો તેબી તમામ લુખ્ખો સુકકો, તદન કાચ્ચો. જખમોની એકથી બીજી વખત મુદદળ સારવાર કરવામાં આવી ન હતી અને તેમાં થતી વેદના, ભયંકાર રૂતુ અને સખ્ખતમાં સખ્ખત આંચકા ઉંચકી સાથે, નહિ સહન થઇ શકાએ તેવી હતી. છતાં તે નહિ સહન થઇ શકાએ એવું દુઃખ દાંત બીડી તે બાહદુર ગ્રોધ્ધાઓએ, જ્યાં સુધી તેઓની લોખંડી છાતીમાં ધીરજે વાસો કર્યો ત્યાં સુધી ઘણી આફ્રીન કરવા જોગ હીમ્મતે ખમ્યું અને તેઓનું કીસમત તેમણે જ્યાં લઇ જાય ત્યાં જવા અને ધસડાવા લાગ્યા.

દીવસો પછી તે 'એમ્બ્યુલન્સ વેગન' એક નાહનાં અને ઘણી કંગાળ રીતે બાંધેલાં મકાન આગળ આવી ઉભું. તે કેદીઓ માટે એક અલાહેદી હૉસ્પીટાલ હતી. ત્યાં તેનાં બીજા મીત્ર ભેગો પીએર લરને પણ લઈ જવામાં આવ્યો. તે–જોકે કોઇ પણ રીતનું સુખશાંતીવાળું સારૂં મકાન તો નજ હતું છતાં– 'વેગન'માં અનુભવેલા દુશમનનાં કરપીણુ-પણાં કરતાં અંહી તેઓને લગાર સારો કરાર મળ્યો.

વખત વહયો ગયો. દયાળુ નર્સો–એ દયાની દાસીઓ, પછી તે કોઇબી જાતની હોય, તે ઘણીખરી દયાવંતીજ હોય છે–નાં નરમ, સુંવાળા હાથે તેઓની સારવાર થવા લાગી; અને દરેક કાળજી અને સંભાળથી થતી તે માયાની બેહનોનાં 'ત્રીટમૅન્ટ'થી તે પરાયા દુશ-મનોનાં હાથમાં ફસી પડેલા ફ્રેન્ચ યોદ્ધાઓ ધીમે ધીમે સાજા થવા લાગ્યા.

પીએર લરૂ હજુ બીછાનેજ હતો. તે એક દીન એક લાંબી ઉંઘ ખેંચી સજાગૃત, પોતાનાં ઉપર વીતી ગએલી બધી જફાઓનો દુઃખ-દાયક ખ્યાળ કરતો પડયો હતો તેટલાં એક નર્સ દીલસોઝીનાં દરેક હાવ-ભાવે તેનાં બીછાણું આગળ આવી ઉભી.

"તમારો પેલો ફ્રાસ્ટ ફ્રેન્ડ પુપાર્ડ ગઇ રાતે એકાએક ગુજરી ગયા છે," તેણીએ કહ્યું અને પછી બીજી ત્રીજી કશી વાતચીત કરવાનો તેણીને વખત મળે તે અગાઉ કોઇનાં બોલાવ્યાથી તેણીને ત્યાંથી ચાલી જવું પડયું. પીએર લરૂએ એક ઉંડી હાય ખેંચી. તેની આંખો ગરમ આંસુઓથી તર થઇ ગઈ. "હજારો હોંસો અને ઉમેદો દીલમાં સમાવી તે જતો રહયો," તેણે મનસે નાસીપાસીથી કહયું," હું જે

છતી જવાંનીએ બુઢ્ઢાપો વેઠું છ, પળેપળ મોહતની આજુ કરતો દુન્યામાં તદન એકલો હારેલો, તુટેલાં દીલનો છેડ઼ તેનુંજ મોહત આવી નથી શકતું. રે, મોહત તું કાંય મ્હારી પર એવી કીસમનો સીતમ વરસાવી રહયો છે!"

---:o:---

## પ્રકરણ ૮.

---

આખ્ખું અરલીન ખુશાળીથી છાકટું થઇ ગયુ હતું!

એક મોટી જીતની ખબર શહેરમાં ફેલાવામાં આવી હતી અને તે ઉપરથી તે આખ્ખું શહેર, હવે લડાઇનું પરીણામ તેઓનીજ તરફેણમાં આવનાર હતું એવા મુર્ખા ખ્યાલે, આનંદમાં લીન બની રહ્યું હતું. કોઈ દીવસે નહિ જેવામાં આવેલી ખુશાળીની ગર્જના, ઘોંઘારી મ્યુઝીકનાં સરોદ, ગાયન અને કલાપોકારથી તે શહેર બધું ધમધમી રહ્યું હતું! જ્યાં જુઓ ત્યાં જીતની મુબારકબાદી લેવાતી હતી, અને દુશમનોનો હવે સહનતરજ પરાજય થનાર હતો તેની ખુશબખ્તી ગવાતી હતી!

તે શહેરની એક ઘણીજ શાંત ગલીમાં આવેલાં એક કંગાળ મકાનનાં ઝાંખા ઓરડામાં એક તરૂણ વયની અબળા બીહકથી દબાઇ ચંપાઇને એક ખુણામા એક સળગેલા સ્ટોવ નજદીક બેઠી હતી. તેણીએ તેણીનાં બંને હાથો તેણીનાં કાન ઉપર મુકયા હતા, જાણે

બ્હારનો કંગાળ ઘોંઘાટ કાનને બહેરા કરી નાખે એવા ઘંટનાં મોટા, બેડોળ અવાજો, પડઘમ અને છાકટ મ્યુઝીકનાં બીહામણાં સરોદો જે તે વસંત રૂતુની શાંત રાતને ઘોંઘાટી બનાવી રહ્યા હતા તે સમજવા નહિ માંગતી હોય તેમ. એકાએક તે ઓરડાનું બારણું ખુલ્યું અને એક સખશ ધીમા પગળે ચાલીને અંદર આવ્યો; તેની આંખ લાલચોળ હતી—તેનો ચહેરો રાતો ભુંડ જેવો હતો, જ્યારે તેનાં મુખમાંથી દારૂની ખરાબ બદબો બાહર પડતી હતી.

"કાંય, નિનેટ, અહીં ભરાઇ બેસીને શું કરેછ? જોતી નથી આખ્ખું શહેર ખુશીથી તળે ઉપર થઇ ગયું છ તે?" તેણે આવતાંને વાર તે અબળાને જોતાં, પોતાનો ગુસ્સો દાબી દઇને કહ્યું; "ચાલ, ચેડી ના થા. ત્હારો 'કલોક' પેહડી લે ને ચાલ આવ આપરે બાહરનો મહિમા જોઇ આવ્યે. કોઈનાંબી જીગરને ખુશાળીથી નાચતું કુદતું કરી મેલે એવા દેખાવો બધેબધ થઇ રહયાછ, અને તે મજાહ જોઇને તું બી પાછી ઘણી ખુશાળ બની જશે."

તે બાળાએ તેણીનું ઝુમી પડેલું માથું ઉપાડયું અને ખોલ્લા તીરસ્કારથી તેણીને બોલાવનાર મરદ ભણી દીઠું,

"શું એ બધું જોઇને ત્હમે રાજી થઇ શકોછ?" તેણીએ તેણીનાં અવાજમાં અજાયબી અને તુચ્છકાર સાથે પુછ્યું. "બસ, મ્હારી રગોમાં ફ્રેન્ચ લોહી દોડેછ એ હું ભુલી જઇ નથી શકી—તે મ્હારા દેશ ભાઇઓનું મરણ છે કે જે માટે તેઓ ખુશાળીનો આ પ્રસંગ ઉજવે છે!'

"પુહ! આટલા વખત સુધીમાં તો એ બધું ત્હારે ભુલી જવું જોઇતું'તું," તેણે બેદરકારીથી હસીને કહ્યું; "આવી ચીજો માટે

બગરી ફરફરીને ત્હારે શું લાભ મેળવવોછ? ફ્રાન્સનોબી એક વખતે એવો દીવસ હતો, હું જાણુંછ અને–"

"અને તેનેજ ત્હમે તજીને બેવફા થયા, જ્યારે તેને તેનાં બેટાઓની ખરેખરી જરૂર છે ત્યારે," તેણીએ ખુલ્લા ધીટકારથી તેને રોકડું પરખાવ્યું.

તેનો મુખડો ગુસ્સાથી ઝનુની બની ગયો. "એવા અણુકા તણુકાથી બોલવાનો આ કાંઈ ત્હારો વખત નથી," તેણે ઝનુની સાહદે કહ્યું; "શું તું ભુલી ગઇ–"

"હું કશુબી ભુલી નથી ગઇ," તેને આગળ બોલતો અટકાવી તેણીએ, કંટાળાથી તેણીનું સફેદ ગરમ દેમાગ પસવાડી, કહયું. "હું ઇચ્છુંછ કે હું સઘળું વિસરી જઇ શકું. કેમજે જો હું ત્હમારી માફક એક વિસરબો હતે તો હું ત્હમારી માફકજ આ કંગાળ મજાહમાં ભાગ લઈ શકતે. પણ કમનશીબે તેમ નથી."

"હેવન્સ!" તેણે અધીરાઇથી પોકાર કીધો. "બૈરાંઓ એક કેવી વિચિત્ર જાત છે! તેઓને સંતોષી બનાવા માટે શું કરવું જોઇએ? હું તને પેલાં કંગાળ ધામ કે જ્યાં તું જીવતી દતાએલી જેવી હતી ત્યાંથી લઇ આવ્યો–હજારો મુસીબત અને જોખમે પ્રસ્યન લશકર આગળ જઇ પુગ્યો–મને મળેલી તકો અને બાતમીઓથી તે લોકને વાકેફ કરી હું અહીં તને શાંતીવાળી સુખદાયક જગોએ લઇ આવ્યો, તોબી હજી તને શું વધારે જોઇએછ? એક નૉરમન મીલરની પરણેતરનાં કરતાં તું અહીં હજાર દરજ્જે સુખચેનમાં રહી શકેછ, તે છતાં તું કાંય એટલી અશાંત અને અસંતોષી બની શકતી હશે?"

"કોણ જાણે." તે બોલી, "પણ હું ધારૂં છ કે એક દીવસ એવોબી આવશે કે જયારે ત્હમે જોઈ શકશો કે દગાબાઝી અને સહી સલામતી એકજ માયની બે બેટીઓ નથી. મ્હારાં મત પ્રમાણે તે બને ચીજ એકમેકથી ઘણી દુર છે."

તે એક કઠોર, તોછડું હસ્તું હસ્યો." એવી બધી ડાહી ડાહી શીખામણની વાત બોલતાં તને કોણે શીખવ્યુંછ, પોરી?" તેણે અણકાથી પુછ્યું. "શું પેલા રાક્ષસી દેખાવનાં, કદરૂપા, અકકલનાં એકબી છાંટા વગરનાં ત્હારા સુરીયાણા વરનું એ બધું શીક્ષણ છે કે? ત્યારે તો મ્હારે કહેવું જોઇએ કે, તું એક ઘણી ચાલાક ચેલી છે."

તેણીની આંખોમાં ગુસ્સો વ્યાપી રહયો–તેણીના હોઠો અને સફેદ, નબળા કરો ઉશકેરાતથી ધ્રુજવા લાગ્યા. "ત્હમે જાણોછ–ત્હમે જાણોછ કે કોઇબી વખતે તેનું નામ નહિ વર્ણવાની આપણી શરત છે." તેણીએ ધીમા, ધ્રુજતા અવાજે કહ્યું–તે દુઃખી તીણો અવાજ કે જે તેણીનાં જખમાએલાં બાતેનની એક ઘણી દયા ખાવા જોગ સાહેદ હતી! તે ખડખડાત પાછો હસી પડયો.

"જો આપણી વચ્ચેનું સાટું તું બરાબર બજા લાવશે, મ્હારી નાહની મીઠી," તેણે ચેષ્ટા કરી કહયું, "તો ખાત્રી રાખજે કે, હું બી તેમજ કરશ."

તેણી તેણીની જગા ઉપરથી ઉઠી ઉભી થઇ—ઓ, નાચાર, લાઇલાજ, તે કમનશીબ ભોગ!—અને મગરુરી ને ગુસ્સાથી તેની લોહી જેવી આંખો ભણી તગર તગર જોયા કીધું, જાણે તેનું બાતેન ચીરી તેમાં પેસી જવા માંગતો હોય; અને પછી પોતાને તમામ

લાચાર અને કબસ સ્થિતીમાં પડેલી જોઇ ઘણાં કરગરેલા, દબાએલા અવાજે તે બોલી, "એ મને એખલી મરવા દઇ તહમે કાંય નહિ બધી મજાહ એખલા અટુલા ભોગવ્યા કરના ?"

"શું તું જાણુતી નથી કે મ્હારી મજાહમાં ત્હારા ભાગની બી ખાસુસ જરૂર છે ?"

તેણી એક બી શબ્દ બોલ્યા વિના ચુપ ઉભી.

મગરૂરી અને દીલસોઝીથી તેને તેણીને નિચી જુમી પડેલી નજરે ઉભેલી એક પળ નિહાળી--માત્ર એકજ પળ; અને બીજી પળે તેણીના સોનેરી વાળો જે હમેશાં ખેડુતની ટોપી હેથળ ઘંકાઇ રહેતા હતા તેની ભણી જોઇ--તેણીની સાદી, મનઆકર્ષક મધુરતા દેખી તે સંગદીલી મરદનાં દીલમાં હવસે વાસો કીધો; અને તેનાં નિરદોષ કમનસીબ ભોગ ભણી—તેનાં દુષ્ટ દીલમાં દુષ્ટ વિચારોની રાહે—દુષ્ટ લાગણીથી નિરખવા લાગ્યો.

"જો તું ચાહે તો તું હજીબી સુખી થઇ શકે," તેણીને ચુપ દેખી તે ફંદાબાઝ બોલ્યો; "જો કે વખત ઘણો ખરાબ છે છતાં હું તને એક લેડીને છાજતા રૂબાબથી રાખી શકું એમ છે. ત્હારી ખુબસુરતી અદભુત છે—ત્હારી ચલણ, અદાઓ મનઆકર્ષક છે—તું જે ગમે તે કરી શકે એમ છે; અને તું જાણેછ કે જે ભાગ હું ત્હારી પાસે ભજવાવા માગુંછ તે ઘણોજ સહેલ્લો છે. શું તું એક વખતે પાછી ડાહી અને સમજુ નહિ બનશે ? મ્હારી ઇચ્છાને માન આપી હું તને ચલાવા માગુંછ તેમ નહિ ચાલશે ? મારી ડારલીંગ, હું પાછું કહેવા માગુંછ કે જે ભાગ તું ભજવનાર છે તે તદન

સહેલ્લો છે. મ્હારા મીત્રો આવે ત્યારે તું અહીંજ રહે, તેઓને આવકાર આપ, તેઓની પહરોણાગત કર અને તેઓને ખુશી બનાવ. બસ, એટલુંજ ત્હારે કરવાનું છે. આપણી વચ્ચેનું નાતું જાહેર કરવાની કશી જરૂર નથી. જો કોઇ પુછે તો ફકટ ત્હારે એટલુંજ કહેવું કે તું મ્હારી ભંત્રીજી યાં બહેન યા કઝીન છે. જાસ્તી તે ઉપર કોઇને પટપટ કરવા દેવી નહિ. નિનેટ, માઇ ગર્લ, શું એટલું તું મ્હારે ખાતર નહિ કરશે ?"

"પણ એ બધું મ્હારી પાસે ત્હમે શા માટે કરાવા માંગો છો?" તેણીએ એકાએક પુછ્યું.

"ખાત્રી રાખજે કે તને કશી ઇજા કરવા માટે તો નહિજ," તેણે ઉડાવનારો જવાબ દીધો; "મને જે જીંદગીએ તું જીવેછ તે જરા નથી ગમતું. આખ્ખો વખત પાસેના ઓરડામાં ઝુંકતી ઝુરપંજુર પડી રહી તું દીવસ જતાં પટલી, ફીકકી અને બેડોલ બનતી જાએછ; એ બધું કરવાની શું જરૂર છે? ફકત એક સ્વપ્ના--પડછાયા--કશાબી પાયા વિનાની ચીજ માટે એટલો બધો બળાપો જળાપો, સંતાપ અને વેદના ભોગવવાની સહેજબી આવશકયાતા નથી."

તે કશું બોલી નહિ, એ તુટેલાં દીલની નિનેટ; તેણીની આંખોમાંથી ફકટ, મોતી મીસાળ ઝળકતાં નિરમળ આંજુંઓ ખર્યાં જતાં હતાં. બાપડી તે! તેણીની છ:તીમાં થતી અસહ્ય દુ:ખ ભરેલી લાગણીઓને એથી સારી રીતે તે કોઇની કીસમે રાહત આપી શકી નહિ.

"ગમે તેવો બળાપો હવે બની ગએલી ચીજોને નહિ બનેલી કદી બનાવી શકવાનો નથી," તેણે દયાહીણપણે તેનાં બોલવાની તેણી ઉપર પુરતી અસર કરવા થકી જારી રાખ્યું; "હવે કોઇબી દીવસે તેની પાસે જવાની તો તું આશા રાખી શકશેજ નહિ–તે કે જે તને આટલી દયાહીણ, પોતાની મોહરદાર નહી પણ મુદ્દઇ તરીકે ગણેછ !"

તેણી હડપચીથી ભવાં સુધી બધી લાલ લાલ થઇ રહી. જો કે તેનાં બોલવામા કેટલી હદની સચ્ચાઇ હતી તે તેણી સારી રવેશે જાણતી હતી છતાં એવા કરૂર શબ્દો ઉચારવા માટે તેણીને તેનાં ઉપર ઘણો ધીક્કાર છુટયો.

"હું તે જાણુંછ," તેના જવાબમાં તે બબડી.

"તુંને જોઇએ તે કરતાં ઘણો વધારે ગેરઇનસાફ થયોછ," તેણે વધારે નમ્રતાથી ચલાવ્યું, "હા, હું તે કબુલ કરૂંછ. મેં તને મ્હારી ફાંસમાં ફસાવીછ, મ્હારી મતલબ કાઢી લેવા થકી; પણ હવે તું ગમે તેવું કરશે તોબી તે ગુંચવાએલી જાળમાંથી તું છુટી થઇ શકનાર નથી, ત્યારે હવે એવી સંતાપજનક સ્થિતીમાં રહેવાની શું કશીબી જરૂર છે ? આપરૂં સાતું ઘણું ખરાબ છે છતાં તેનો ઉપયોગ સારો કરી શકાશે. હવે કંઇબી ચીજ તું કરી શકનાર નથી–હવે તો જે બની એ બની."

"બસ, તમે જે માગતા હોવ તે ઝટપટ બોલી દેવ," તેણીએ કંટાળી, જુસ્સાથી કહ્યું, "અને મને છોડી જાઓ."

"એ જરાએ સભ્ય નથી લાગતું, નિનેટ. બજે મહિના થયાં હું તને નમ્ર બોલવા અને શાંતીભરી રીતભાત અખત્યાર કરવાનું શીક્ષણ આપુંછ. શું તે શીક્ષણ હજી તું બરાબર નહિ શીખી?"

તેણીએ ભારે કચવાતથી પોતાની પીઠ ફેરવી નાખી.

"થોભ," તે તેણીનો હાથ ધરી બોલ્યો. "કદાચ મેં ત્હારી લાગણી દુઃખવી હશે–કદાચ મેં તને કંટાળો આપ્યો હશે. ચાલ આપણે પાછાં મીત્રો થઇએ, અને મને વચન આપ કે આજે રાત્રે તું જરૂર મ્હારા મીત્રો આગળ નિચે આવશે." તેણીએ માથું ધુણાવી જવાબ કર્યો અને તે ઓરડો છોડી ચાલી જવા માંગતી હતી તેટલાં પાછો તેણીને તેને અટકાવ્યો. "જરા ઉભી રહે, નિનેટ. આજે મેં આપેલો પેલો સફેદ ગાઉન પહેડજે અને મેં તે દીવસે અપાવેલાં પેલાં ખોટા દાગીનાઓથી ત્હારી ગરદન અને હાથો જરૂર શોભાવજે. તે પહેડશે તો તું ઘણી દીપી રહેશે. જો એક વખત તું ઘણી ખુશમીજાજી અને ઓછી ભોગ લેવા તૈયાર થએલા એક કમનસીબ ભોગ જેવી બનશે તો હું ત્હારો જાવેદાન તલક આભારી રહીશ."

"કાંઇ બીજા હોકમો?"

"વાહલાં બચ્ચાં, વળી–વળી એવા સાહદે એવું બોલી? શું મેં કીધેલા હોકમો છે? નહિ, મેં આપેલી સલાહને આવી રીતે બીજું રૂપ આપવાની કશી જરૂર નથી. ફકત ત્હારી સગવડ અને તને મદદ કર્તા થઇ પડે એવી એ બધી સુચનાઓ છે. ખચ્ચીતજ, એ બધું પોતાનાં બચ્ચાંને કેહવાનો એક બાપનો હક છે!"

"વગર શકે," તે હસીને બોલી–તે હસ્તું કે જે તેણીનાં દુઃખી, દલગીર મુખડાને ઘણી હૃદયભેદક રીતે મનોહર બનાવતું હતું. "પણ મુશ્કેલી એટલીજ છે કે હું એ બધું સેહલાઇથી યાદ નથી રાખી શકતી કે તમે મ્હારા–મ્હારા એક પીદર છેઓ."

"હું સારી રવેશે સમજી શકું છુ કે હું ત્હારા ભણી ઘણો બેદરકાર હતો, પણ એ બધાંનો હું તને પુરતો બદલો વાળી આપીશ. મને જે ફકત ચાલુ ખટકયા કરે છે તે એજ છે કે પેલા નોરમન દુકતા સાથનાં ત્હારાં લગન અટકાવવા માટે હું સેહજ ઉતાવળ્યો નહિ બન્યો. હુ કે જેની નસોમાં ફ્રાન્સનું સૌથી ઉમદા લોહી દોડે છે તે આવા એક ટુકડખોરા પોર્યા સાથે સગાઇ ધરાઉં? બાહ, એ ખ્યાલજ મને સર્યામ દિવાનો કરી મેલેછ!"

તે પાછું પેલું સાદું, દયા અને દીલસોઝીની લાગણી ઉત્પન કરતું હસ્તુ હસી. "ત્હમારી રગોમાં વહેતાં લોહી માટે ત્હમે બડાઇ નહિ હાંકો તો સારૂં," તેણીએ તીરસ્કારથી ભરપુર સાહદે કહ્યું. "અને જે ટુકડખોરા પોર્યા માટે ત્હમે બોલોછ તેને, યાદ રાખજો કે, તેનું સ્વમાન, મોભ્ભો અને આબરૂ ત્હમારી માફક ખોહી દીધી નથી. તેની ગમે તેવી ગરીબ સ્થિતિ છતાં સુનાના એક મસ મોટા ડુંગરની લાલચ તેની આગળ ધરશો તોબી તે તેનાં વાહલાં વતનને એક ઘડીબી બેવફા થનાર નથી."

"જો તેનાં દેશે જેવા મ્હારી સાથે ચાલ ચલાવીછ તેવી તેની ભણી ચલાવી હતે તો તે લાલચની સામે તે કદીબી ટકતે નહિ,"

તેણે ગુસ્સાથી જવાબ કર્યો. "અને નિનેટ, ફક્ત જરા જેટલી ચાલાકીને એટલો બધો સખ્ખત 'રીમાર્ક' મુદ્દલજ લાગુ પડતો નથી."

"મ્હારી ગરીબ ખેડુતી કેળવણી એ બધી લુચ્ચાઇને એટલી સખ્ખત રીતે વખોડવાજ સુચવેછ," તેણીએ હીંમતથી જવાબ દીધો. "મ્હારે મનસે લુચ્ચાઈ તે ભયાનક લુચ્ચાઇજ છે—બેવફાઇ તે શરમભરેલી બેવફાઈજ છે. જો તદ્દન અકસમાતીક મેં પેલા ત્હમારા બધા પ્લાનો શોધી કાઢયા નહિ હતે—"

"ખોદાને ખાતર તું ચુપ થશે, છોકરી?" ઝનુની આંખે તેણે ગુસ્સાથી ગડગડાત કીધો.

તેણી એક ઘણું ધીટકારનું હસ્વું હસી.

"વૅલ, ત્હમારી ધાલની એક બાજુબી ઘણી નબળી છે. માટે મહેરબાની કરી ભવિષ્યમાં મ્હારી સાથે જરા વધારે છુટછાટથી વરતજો." અને એટલું બોલી તે તે ઓરડો છોડી ગઇ.

બે કલાક પછી કાંઇ જુદોજ દેખાવ તે ઓરડામાં નજરે આવતો હતો. એક કાર્ડ ટેબલની આસપાસ બેસી કેટલાક રશીઅન દેખાવનાં જુગારીઓ ઉલટ અને ઉશકેરાતથી ઘણાં ધ્યાન દઇ જુગાર ખેલતા હતા. તેઓની ખુરસીની પાછળ લજ્જાથી બધી રાતી થએલી, તેણીની સામે ફેલાયલા બેઅદબ દેખાવથી બાતેનથી હદની બાહર ખીજવાએલી આપણી ગરીબ મીત્રણ નિનેટ ઉભી હતી. તેણીનો ચેહરો હદની બાહર શોકાતુર હતો, મગર, તેણીને ફરમાવવામાં આવેલો પોષાક પેહડયાથી તેણી તેણીની ખુબસુરતીમાં એક ચંદ્રમા મીસાલ દીપક મારતી હતી.

તે ગ્રુપમાંનાં ઘણાંકો પોતાની હંમેશની ઉલટ અને હોસ્યારીથી ખેલતા નહતા; તેણીની નિરદોષ, સાદી, મનઆકર્ષક ખુબસુરતી, તેઓનાં બેઅદબ સવાલોનાં તેણીનાં ટુંકા, ચતુર જવાબો, તેણીનો ઠંડો, તેઓ ભણીનો તીરસ્કાર દેખાડતો, ચેહરો અને તેઓનાં વખાણ ભણીની તેણીની બેદરકારીએ તેઓમાનાં ઘણાકોને મગજથી બેમગજ કર્યા હતા. અને તેઓ ઓછાં ધકધ્યાનથી ખેલવા લાગ્યા. તેણી વખતો વખત આંગળી થતાં તે જુગારીઓનાં ખાલી પડનાં ગલાસો દારૂથી ચીકાર કરતી હતી અને વખતનાં વેહવા સાથે—દારૂની ઝુમ તેઓનાં મગજે ધુમ ચડતાં—તેઓ વચ્ચેનો ઉશ્કેરાત વધતો ગયો. બેઅદબી વધતી ગઇ—અફ્ળાળઝીક જાસ્તી થવા લાગી અને આયંદે ગાળા ગાળીનીબી ફેંકાફેંકી થવા લાગી. તેઓનાં મેહમાન અને તેની પડખે ઉભેલી એક નિરદોષ બાળાનુ સ્વમાન તમામ વિસરી જવાયું અને તમામ બિભિત્સ ટાહેલાં ત્યાં જોશભેર ચાલી રહ્યાં.

એવાં અનિતિવાન તાહેલાં બે કલાક ચાલુ રહ્યાં, કે જે દરમ્યાન તે જુગારીઓ એક જબરદસ્ત નાણુ હારી ગયા, જ્યારે તેઓનાં મેહમાનનાં નામે એક ઘણી સારી રકમ આવી. તે ઘણી ચતુરાઇ અને ધ્યાનથી ખેલતો હતો; અને નિનેટની અદભુત ખુબસુરતીએ તેનાં બીજા મીત્રોનું ધકધ્યાન ચેરવી મેળેલું હોવાથી, તેને ગણત્રીઓ કરી મેલી હતી તેમ, તેની જબરદસ્ત જીત થએલી જોઇ તે એક લપેટો મરદ અંદરથી ધુમ હસ્તો અને રાજી થતો હતો. તે ઘણી મોટી 'સ્ટેકસ' લેતો હતો અને તે જુગારીઓની બેદરકારીનો લાભ લઈ એક સારી રકમ હંમેશાં ગજવામાં ઠેસવ્યો જતો હતો.

આયંદે તેઓ સઘળા જબરદસ્ત હારેલા ટેબલપરથી ઉઠ્યા. તેઓમાં એક કોઇ પ્રસ્યન ગાર્ડઝનો કરનલ હતો, તેને તેઓની મેહ-માનદારી કરનાર તે મરદનો ઘણાં જોસથી હાથ હીલવી, તેની આજની મોટી જીત ઉપર હસીને મુબારકબાદીઓ ઉપર મુબારકબાદીઓ આપી, જ્યારે તે બાપડાનાં પગ જમીન ઉપર ઘણી મુસીબને ટટાર રહી શકતા હતા.

તેણે એક મોઘમ હસવાં સાથે તેનું માંથું ધુણાવ્યું. "નસીબ આજે મ્હારી ભણી ઘળેલું છે," તેણે કહ્યું; "કોણ જાણેછ કે કાલે તે કોણને નિહાલ કરશે?"

"ખરીજ વાત છે," તે કરનલે જવાબ દીધો; "પણ, મોં પ્રાત, આજની રમત ખરેખરી દીલ ઉશકેરનારી હતી ને બાપરે આએ ઓરડો કેટલો બધો ગરમ છે--નરી જાણે ભઠ્ઠી! હું ખાત્રીથી માનુંછ કે આએ પરીસુરત બાનુ સાથની મીઠ્ઠી વાતચીતથી હું પાછો જેવો ને તેવો તરોતાજગી ભર્યો થઈ જવશ."

અને બેઅદબીથી તેણી કાંઈ બોલી કે વિચારી શકે તે અગાઉ તે નિનેટની ગોદમાં જઇ ઉભો. તેણી કમકમી ઉઠી અને તેણીનાં રોખસારાઓ ગુસ્સાથી બળ્યા આતશ પેરે ચમકી રહયા! તે તેણીનાં મુખ ભણી વાંકો વળી, કાંઈ એવા શબ્દો બોલ્યો કે જેને તેણીની રગોમાં દોડતાં લોહીને તમામ થરીથામ કરી મેલ્યુ. તેણીનું આખ્ખું તન તે બેલગામનાં છાકટાનાં મુખમાંની વરાળ તેણીનાં પવિત્ર ગાલને અથડતાં ધાસ્તી અને શરમીંદગીથી થરથર ધ્રુજી રહ્યું.

તેણી તમામ સકબકબ બની ગઈ અને દબાએલા ચેહરે તેણીની સામે ઉભેલા તે સઘળા રદીબનોને જોવા લાગી–તે કંગાળ

બદમાસો કે જેઓની તેણી ભણી ફેંકાતી આતસનાં ગોળા જેવી લાલચોળ આંખોજ ફક્ત તે અબળા માટે એક અપમાન મીસાળ હતી! તેઓ સઘળા તદન બેઅદબ, ઝનુની અને કોઇબી પાક અબળાનાં દીલમાં ધાસ્તીનું એક જબરદસ્ત લખલખું ઉપજાવે તેવા હતા!

"આએ મ્હારે માટે જગા છેજ નહિ," ચમકતી આંખો અને હાંફતી છાતીએ તે તારૂણીએ કળવાઇને પોકાર કીધો, "જ્યાં સુધી એક અબળાનું માન અને મરતબો જાળ તાં તેઓ શીખે નહિ ત્યાં સુધી ત્હમેંજ ત્હમારાં પહરેણુંઓની મહેમાનદારી કર્યા કરજો." અને બીજો એકબી શબ્દ ઉચાર્યા વિના–ગુસ્સાથી પીથ ફેરવીને–તે કંગાળ દેખાવનાં જુગારીઓ ભણી એક નજર નાખ્યા વિના–તેણી તે ઓરડો છોડી સરભોગ જતી રહી.

તે છોકટાઓ અજાયબીથી પહેલી પળો એકમેકનું કોથું ભોપવા લાગ્યા; પછી ખડખડાત મોટે સાહદે હસી પડયા. "આએ ત્હારાં જંગલી પંખેરાંને હજી કેળવણીની ઘણી જરૂર છે, મોંરય મોંપ્રાત," તેઓમાંનાં એકે કહ્યું.

"શું એ બધું ખરેખરૂં હશે કે બાહરનોજ ખોટટો દોરદમામ?" બીજાએ પુછયું. "ફક્ત જરા પોતાની ખુબસુરતીની અસર વધારે કરી જવા માટેનોજ એ તો ઢોંગ લાગેછ."

"અરે, એતો જવાંન પોટ્ટીઓની રીત છે, માટીડાઓને તેઓ ભણી કેમ ખેચી રાખવા તે માટેની," એક બીજા બેઆબરૂનાં લુચ્ચાએ કહ્યું. "હું ખાત્રીથી કહુંછ કે જેટલા એને ખોલી દેવા માટે આપણે દલગીર થયાછ તેટલીજ એબી અહીંથી ચાલી જવા માટે

નારાજ થઇ હશે. પણ તેણીની જાતીની ફ્નેહનો હુન્નર તેણીને બરાબર માલમ છે—કદીબી કોઇને ઘણો લાહવો નહિ આપવો; અને તેથીજ આપુણે તવળતા રાખી એમ નખરાં કરી એ અહીંથી જતી રહીછ."

"આપણી સોસાયટીમાં ભેળાતાં હજી એ બરાબર નથી શીખી, મ્હારા મીત્રો," અહીં લાંઓ મોંપ્રાત વચ્ચે પડયો . "અને તે બાબદ ધ્યાનમાં લઇ તમને તેણીને દરગુજર કરવાની છે."

"અમે બધું તે જાણયેછ, મ્હારા ભલા દોસ્ત," એકે કહ્યું. "એ સઘળું ખોલ્લુંજ છે કે એ હજી બધું બરાબર શીખી નથી. પણ જણાવ તો ભલા કે રહી રહી ને એ પંખેરૂં આજેજ કાંય અમારી વચ્ચે આવીને ઉભું ?"

"એ એનીજ મરજી હતી અને તેથી મેં તમને ઇનિટ્રોયુસ કરાવ્યા." તેણે એક જુઠાણું લગાવ્યું, "પણ એ જોઇએ તે કરતાં જાસ્તી શરમાળ પુરવાર થઇછ. મને લાગેછ કે આજે તમે એને ઘણી બીહઘરાવીછ."

"પણ કારમખી ઝનુની કેટલી છે?" પેલા કરનલે હવે હસવાનાં બાવટા પાડયા. "ભવિષ્યને માટે તેણીને હવે જરા વધારે સારી રીત ભાત ત્હારે શીખવવી જોઇશે. એનાં જેવી એક ખુબસુરત છોકરી હમેશાં આવકારદાયક છે, પણ જયારે તેઓ એક વાઘણ મીસાળ ઝનુની બને ત્યારે, બાપરે—" તેને તેનો વાકય પુરો કીધો નહિ.

લીંઓ મોંપ્રાતે તેનાં હોઠો દાંત વચ્ચે પકડયા અને એક ગુસ્સાનો ચીલ્લો તેનાં ભવાં ઉપર ચઢયો. જોકે તેને તે બાપડીની જીંદગીની સરીયામ ધુળ વાળી હતી છતાં તે તેણીની દયા ખાતો

હતો; અને અલબત, તે ધારતો હતો તેમ, તે તેણીને ચાહતો હતો, તેથી આવી રીતે તે હલકા મરદો કે જેઓને મનસે એક નિતીવાન બાળાની આબરૂ રમવાનાં રમકડાં મીસાળ હતી તેઓનાં હોઠો વાટેથી તેણીનું નામ તદન છુટથી બોલાતું તેને રૂચ્યું નહિ, મગર તેને તેનો ક્રોધ જાહેર કર્યો નહિ અને ખુશમીજાજે, ડાહપણ વાપડી, તાહેલાંનું વળું બદલી નાખ્યું.

થોડોક વખત પછી તે જુગારીઓની ટાળકીએ, તેઓનાં મેહ-માનનો તેઓની રીત પ્રમાણે ઘણો ઘણો ઉપકાર માની, ત્યાંથી ચાલવા માંડયું. જતાં જતાં પેલો કરનલ બારણા આગળજ થોભી ગયો. "એર્ડ, લીંઓ, પેલી ખુબસુરતીની દેવીને કાલેબી જરૂર હાજર કરજે—તેણી મને ઘણી ગમેછ," તેણે તેનાં કાન ઉપર પડી કહ્યું.

લીંઓ મોંપ્રાત હસ્યો અને તેમ કરવાનું તેને વચન આપ્યું. પછી જ્યારે તે એખલો પડયો ત્યારે ગુસ્સાથી તેનો કદરૂપો ચેહરો ઘણો ઝનુની બની ગયો.

"તુંને ઘણી ગમેછની?" તે દાંત બીડી બરબડયો, "અચ્છ, મ્હારી મુંડી ત્હારા હાથમાં છે; પણ જો એ પોતાનો ભાગ બરાબર બજવે કેની તો, મુજી કરનલ, હું ત્હારા બસમાંથી છટકી જાંઉં. ફકત જરા બાજી બરાબર ખેલાવી જોઇએ. પણ શું એ દુકતી હું ઇચ્છુંછ તે બાજી જોઇએ તેવી સરસ રીતે રમશે?"

———:o:———

# પ્રકરણ ૯.

---

કેટલાક દીવસો વહી ગયા; અને તે દીવસોમાં નિનેટની વરતણુંકમાં એક ઘણો વિચીત્ર અને અજાયબ જેવો ફેરફાર થઇ ગયો. તેણીનાં મુખ ઉપર ચાલુ છવાઇ રહેતો તીરસ્કાર, તેણીનું ઠંડાપણું અને તેણીની શોકાતુર અદાઓ ઇત્યાદી સર્વ બદલાઇ જઇ જાણે તેણી આનંદમાં લીન થવા માંગતી હોય એમ જણાવા લાગ્યું. તે હવે જાસ્તી હસ્તી–બીજાઓ ભણી હતી તેનાં કરતાં ઘણી ઓછી ગુસ્સાબાઝ રેહતી; મોજ મોહીનીમાં પડવાની એક જાતની તેણીને તૃષ્ણા થવા લાગી.

તે લીંઓ મોંપ્રાતને ઘણું ગમ્યું; અને બની શકે એટલી નરમીથી–ઘણી સંભાળથી–તેણીની તે બદલાએલી અદાઓને તે કેળવવા લાગ્યો. તેણીની જીંદગીનાં સત્તર વરસો સુધી તે તેણી ભણી બેદરકાર અને બેકદર હતો–બલ્કે, દયાહીણપણે તેને તેણીને તરછોડી દીધી હતી; મગર જ્યારે તેણે તેણીને તેણીની તાજી ખુબસુરતીમાં ખીલી રહેલી જોઇ ત્યારે તેણે તેની સહીસલામતી ખાતર તેણીને તેનું હથ્યાર બનાવ્યું—તેણીને તેનાં દગાનો એક કમનસીબ ભોગ કીધો.

ઘણાં વરસો ઉપર જ્યારે તેણીની માતા—હાલમાં જેમ હતી તેમ–સ્વરૂપવાંન, જવાંન અને નિરદોષ હતી ત્યારે એક ઘડીભરની ઘેલચ્છામાં તે તેણીને પરણ્યો હતો. તે એક ઘણી દીલ જીતી લે તેવી માહબુબ હતી, એ નિનેટની મરનાર માતા; થોડાક વખત સુધી તેને લાગ્યું કે તે તેણીને ચાહતો હતો; મગર ઘણાંજ થોડા વખતમાં તે

તેણીથી કંટાળી ગયો. દયાનાં સેહજબી કતરા વગર, તેણીની સાથે થોડાક મહીનાઓ ગુજારી તે સંગદીલી મરદ તે નિરદોષ અબળા કે જે હવે દુન્યાની નજરમાં વધુવાર નિરદોષ રહી ન હતી તેણને તેણીની નાજુક અવસ્થામાં મુકી જઇ તરછોડી ગયો હતો. તે દુર્ભાગણી પસ્તાએલી, તોછડાએલી, પોતાની બાકી રહેલી અભાગણી જીંદગી પુરી કરવા પોતાનાં મકાને આવી વસી, જ્યાં એક દોજખી જીંદગી સેહવી પોતાને ફસાવનારનું શું થયું હતું તેની સેહજબી ખબર વગર કચડાએલાં ભચડાએલાં જીગરે ભષ્મ થઇ હતી.

તેણે તેણીનાં મોહત અને તેણીનાં એક બાળક કે જે બાપડું તેણીની માવીતરની કજા બાદ પરાયા આસરે જઇ પડયું હતું તે વિષે પાછળથી સમજયું હતું. મગર ને પત્થરના હૈયાંના પીદરે નાતો તે પશુ બાળકને પોતાના આસરે લીધું હતું કે ના તો તેણીનાં ગુજરાનનાં સાધન અર્થે કશું કર્યું હતું. આયંદે તેની પોતાની જરૂરીયાતે તેને ફરજ પાડી; અને જયારે તે બાપડી એક જાતની હીણાવલી જીંદગી પુરી કરી, સુખનાં ઉંબર ઉપર ઉભી હતી તે ટાંકણે તે આવ્યો અને તેની જાળમાં તેણીને ફાંસી લીધી.

એક લુટારો, એક દેશદ્રોહી અને એક જાસુસની જીંદગી તેને વારાફરતી ગુજારી હતી; પણ પોતાની મતલબ કાઢી લેવા કાજે તે તેની ભોળી દીકરી આગળ, છુટાપણાંની લડત માટે લડનાર એક બાહદુર લડવઇયા—છુટાપણું વિકકારનાંનો ભોગ થઇ પડેલા એક કમનસીબ તરીકે રજુ થયો હતો. પહેલ્લાં તે જે બોલ્યો હતો તે તેણીએ માન્યું હતું—ફકત થોડેજ વખત; મગર જરજ વારમાં તેણે ઓઢેલો સાધુનો સાલ્લો તેણી સનમુખ ઉઘડી ગયો અને તે તેનાં

ખરા રંગરૂપમાં જણાયો. તેણીએ, ભારે ખેદ અને વિલાપની લાગણીઓ સહીત જાણ્યું કે તેણીનો બાપ એક રાજદ્રોહી હતો–પોતાનાં દેશને બેવફા થઈ જે દુશમનો ચોમેર કંગાળયત, લોહીની રેળો અને ત્રાસ વરતાવી રહયા હતા તેઓની સંઘમાં ભળી જઇ એક કંગાળ જાસુસનો ભાગ ભજવતો હતો!

તેણી તરફનો માત્ર એકજ શબ્દ–તેણીનાં પ્રમાણીક ભરથારનો ઉશકેરાત અને ગુસ્સો–અને તેની ગરદન જલ્લાદનાં છરાનો ભોગ થઇ પડનાર હતી; મગર પોતાને તેની સાથે એક નહિ છુટે તેવા ચોવ્વટ ગાંઠથી બંધાએલી જોઇ, તેની દશા ઉશકેરે તેવી આજીજીનાં સબબે, તેણીએ તેણીની શકિતમાં હોય ત્યાં સુધી તેને બચાવી લેવાનું અને તેને કેથેબી સાંતી દેવાનું વચન આપ્યું હતું. તેણે તેની નબળાઇ અને તેની તરફનાં વાહલનો લાભ લીધો. તેણે તેણીને સમજાવ્યું કે જયાંસુધી તેણી પીએર લગ આગળ તેની હાજરી વિષે કશું બોલશે નહિ ત્યાં સુધી તેણી સહીસલામત હતી. પીએરનું પ્રમાણીકપણું, ઠગારા અને બેવફાઓ ભણીનો તેનો અગાધ ક્રોધ તેણીને સારી રવેશે ખબર હતો. અને તેથી જો તે મરદને તેનાં ભરથાર સમક્ષ તેનાં ખરાં રંગરૂપમાં રજુ કરે તો તેની શુ દશા થનાર હતી તેનો ભય ભરેલો ખ્યાલ તેણીને થયો અને લગરીક અવિચારી બની તે ભોળી બારજાએ તેને તેણીનો આશરો આપ્યો અને એક છુપી જગાએ તેને શાંતી દીધો. તેણીનું નરમ હૃદય બધું ગળગળા થઈ આવ્યું–સ્વમાન ખાતર તેણીનો ભરથાર તેને ઇન્સાફ-નાંજ હાથમાં સોંપી દીધા વિના રહે નહિ એ વિચારે તે પોચ્ચી લાગણીવાળી દીકરીનું દીલ કંપવા લાગ્યું અને તેણીએ તેને બચાવી

લીધો. તે ઘડીથી તેણી તેની એક રીતની ગોલામ બની; કેમજે તેનાં જેવા એક હૈયાં વગરનાં, યુકિતબાઝ બદમાશને માટે તે એક ઘણો સેહલ્લો શીકાર હતી.

તે તેણીની બેહદ ખુબસુરતીથી પોતાને લાભ કરવા માંગતો હતો. એક નીતિ વગરની અબળાનાં જીવતરે તેણીને જીવાડી, ઉદ્ધત એવકુફ જવાંનોનાં ગજવાં ખાલી કરી પોતાનાં ભરવાની તેની બધી યુકિતઓ હતી અને તે તેમાં ઘણે દરજ્જે ફાવ્યો હતો. જોકે ખુદ તેની કંગાળ આબરૂએ તે બાપડીનાં ખામી રહીત સ્વમાનને ડામાડોળ કર્યું હતું, છતાં તેણી તેણીનાં આચારવિચારમાં, તેણીની અદાઓ અને ચલણમાં જોઇએ તેવી પાક અને ઇજતદાર રહી હતી, જે માટે તે બાપડીને અગાધ કષ્ટો પોતાનાં તન ઉપર ઉપાડી લેવાં પડતાં હતાં. જો કે તે સઘળા શરીઅનો તેઓની નિચ, હવસી ઇચ્છા પાર પાડવામાં ફત્તેહમંદ નિવડયા ન હતા, છતાં તેણીની અદભુત શોકાતુર ખુબસુરતીએ તેઓને તમામ ચકિત કરી મેલ્યા હતા, અને તેઓ દોર બાંધ્યા લીંઓ મોંપ્રાતને ત્યાં જુગાર ખેલવા આવતા હતા અને તમામ બેધ્યાનપણે રમત ખેલી તેનું ગજવું દર દીને તર કરતા હતા. આ રીતે તેણીને પોતાનો ભોગ બનાવી તે કસાઇ પીદર પોતાની ઇચ્છા પ્રમાણે ઘણો લાભ મેળવ્યો જતો હતો.

વખત જતાં તેણી મકકમ, સખ્ખત દીલની, ઉછાછળી અને જીવ ઉપર આવી ગએલી જેવી બની રહી. તેણીએ તેણીને સઘળાંમાંથી બાકાત થએલી જોઇ—તેણીનાં પવિત્ર પ્યારનો નિર્દય રીતે

થએલો નાશ, તેણીને થએલો ગેરઇન્સાફ અને સઘળી બાજુનો તીરસ્કાર તેણીએ દર્દમંદ દીલે પેહલ્લાં નિહાળ્યો અને પછી તેણી પોતાનાં અંધાપા ઉપર ધીટકારથી હસી અને સર્વોમ દિવાની મીસાળજ તેણીનાં બાપની મરજીને આધીન થવા-તેને તેણીનાં સ્વરૂપથી નવા જવાનો નિશ્ચય કર્યો. કમનસીબ તો ચોમેર દુઃખનાં બોજાથી તે બિચારી એટલી તો ખરાબ રીતે કચડાઇ ગઈ હતી કે તેણી ઘેલીજ જેવી થઈ રહી હતી.

તેણીએ તેણીનાં ઘેલાપણાં-હા, દીલસોઝ વાંચનાર, તે એક જાતની દીવાન્યતજ હતી—તેણીનાં બાપે શીખવ્યા મુજબ તેણીની આકર્ષક ખુબસુરતીએ જવાન્યાઓને લલચાવવા માંડયા, નાઝોનખરાં, ઠીકીથાથા, મજાક મશકેરી કરી તે તેણીના બાપની જાળમાં સપડાએલાં આધલાંઓને છટકામાં લેતી અને તેઓને ભાણભુલા કરી પોતાનાં બાપનો લાભ સાચવતી. તે જો કે ઘણીક વખતે મર્યાદાની હદ ઓળંગી જતી હતી છતાં તેણીએ તેણીની નિતિને દાઘ લાગવા દીધો હતો નહિ. ગરીબ તો થોડાક વખતની ઘેલચ્છામાં તે જે ગમે તે કરી દેતી હતી; મગર જ્યારે તે પાછી શાંત મગજની થતી-જ્યારે સ્વાનુપત તેણી ઉપર ગલબો થઇ આવતું ત્યારે, અરે, પોતાની નામોશીથી જળતાં જીગરે ખ્યાલ કરી, રાત્રીનાં ઘમઘોર એકાંતમાં પશ્ચાતાપના છાતી વટીક તુટી જાય તેવાં જે હૃદયભેદક ડચકાંઓ તે સાંત્વનહીન સુંદરી ખાતી હતી તેનો વાંચનાર તને પુરેપુરો ખ્યાલ કેમજ આવશે? તે બાપડી લોહીનાંજ આંજુએ રડતી; અને પોતાની કફોડી, સીતમકારક, નામોશીથી ભરેલી અવસ્થાનો જ્યારે ચીરાઇ ફસાઇ જતાં

હ્રદયે તે વિચાર કરતી ત્યારે રડતાં રડતાં તે મહીલાની છાતીબી બેસી જતી હતી!

તે કાંઇ જુદોજ ખ્યાલ કરી તેણીને નવાં નવાં કપડાંઓ અને દરદાગીનાંઓથી નવાજતો હતો; મગર રાત્રીનાં સીહા એકાંતવાસમાં તે કપડાંઓ અને દાગીનાઓને ખુલ્લા તુચ્છકારથી ભોંય ઉપર પટકી પાડી હાથમાં માથું નાખી દઇ નામોશીનાં આંન્જુઓનો દરીઆવ રડતી અવસ્થામાં જો તે તેણીને જોતે તોજ તેણીનાં બાતેનનાં છેક ઉંડા પડમાં સમાએલા કડવાસનો તે લાગણી વગરનાં મરદને ખરે-ખરો ખ્યાલ આવતે.

તેણીને લાગતું હતું કે તેણીની જીંદગીમાંથી પ્યાર, આરામ, સંતોષ હવે સદાનાં બેમાલુમ થયાં હતાં. દુ:ખ યા આનદની કોઇબી લાગણી ભણી હવે તેણીનું જીગર તમામ ઠંડુ અને મંદ બની રહ્યું હતું. તેણીનો ખુશાલીનો માત્ર એક ઘણો ટુંક સ્વપ્નો હવે ગેબ થઇ ગયો હતો—સદાનો ખોહવાઇ ગયો હતો—જડમુળથી હંમેશને માટે ઉખડી ગયો હતો!

દીવસો આવશે અને જશે, સુરજ ઉગશે અને આથમશે, રાત્રી પડશે અને મોટા તારાઓ આકાશમાં ડોકયાં કરી ઝળકાત ફેલાવશે અને તે વાહલાં ખેતર અને તે વાહલાં જુન્નાં ઘરની આગળની નદીનાં નિરમળ પાણી રાત્રીની ખુશનુદીમાં બીલોર જેવાં ચમકતાં કરશે; પણ હવે તેણી કદીબી—કદીબી નહિ તે અસલ મકાનમાં ઉભી રહી એક વખતે જેમ જોતી હતી તેમ આભારથી ઝુલી પડેલી આંખોથી અને ખુશાલી કે જેનો અનુભવ તેણીને ઘણોજ થોડો મળ્યો હતો

તેનાંથી છલાછલ થએલાં જીગરે તે એક સર્પ પેરે દોડતાં પાણીને નિહાળશે; અરે, હવે કદી કદી નહિ તેણી તે અગાધ પ્યાર અને માયા જે તેણીએ સદાને માટે ખોઈ દીધાં હતાં તેનાથી ભરપુર એક સાદી સુખી જીંદગી પાછી ગુજારશે. તેણી તે કડવા વિચારો વિચારતી અને તેણીના તે કઠોર કડવાસમાં સદ હજાર અફસોસ કે એવો એક બી અવાજ ત્યાં હાજર ન હતો કે જે તેણીનાં તે વિચારોનું ખોટાપણું પુરવાર કરી તેણીને માયા અને દીલસોઝીથી દીલાસો દે!

તે એક ઠંડો મગર આનંદી દીવસ હતો—આકાશ એક બી વાદળાં વિના તમામ બ્લુ હતું, જ્યારે સુરજ પોતાનાં માર્ગમાં કશી હરકત ન જોઇ બે ધડક પોતાની રૂપેરી તડકાંની ચાદર પાંથરી રહયો હતો. તે આખ્ખું શહેર ઉશકેરાત અને ગરબડ સરબડથી બધું સજીવન થઇ રહ્યું હતું. આજે, લડાઇ પરથી પાછાં ફરેલાં કેટલાંક લશ્કરો. પોતે કબજે કીધેલી દુશમનોની કેટલીક ચીજો અને કેદીઓને લઇને, મોટાં સરઘસ રૂપે શેહરમાં ફરનાર હતા, અને તે બાહદુર યોદ્ધાઓને નિહાળવા આખ્ખું શેહર કીડીઓ મીસાળ બાહર ભરી નિકળ્યું હતું અને ઠેકાણે ઠેકાણે મોટા રસ્તાઓ ઉપર એકઠું થયું હતું.

એક ઉંઘાડી ગાડી કે જે ઘણી મેહરબાનીથી લીંઓ મોંપ્રાતનાં જુગારી મીત્રોમાંનાં એકે (પેલા કરનલે) જે નિનેટનો એક સૌથી ચુષ્ટ વખાણનારો બન્યો હતો તેને આપી હતી તેમાં તે અને તેની કમનસીબ નવજુવાંન બેટી બેઠાં હતાં. પોચ્ચી મખમલ અને રૂવાંમાં તેણીને ઘણી સંભાળથી સજ્જ કરવામાં આવી હતી, જેથી તેણીની સાદી, શોકાતુર ખુબસુરતી દીલચાક કરી નાખે એવી કીસમે દીપક

મારી રહી હતી. પણ તેણીનાં ચેહરા ઉપર એક નહિ વર્ણવી શકાય એવી ઉંડી શોકની લીટીઓ પ્રગટ પડેલી હતી, જ્યારે તેણીની આંખોમાં અગાધ ભયનો પ્રકાશ નિકાળી શકાતો હતો-તે ભય કે જે જે પળે તેણીએ જાણ્યું કે તે કાંઈ એખલું જરમન લશકરનું સરઘસ ન હતું મગર લડાઈ પરથી પાછા ફરેલા સીપાહો તેઓનાં કેદીઓને (તેણીનાં દેશ બંધુઓ અને તેઓનાં બચાવ અર્થે બાહર પડેલા બીજા મીત્રો) તે શેહરમાં દેખાડવા થકી બાહર સરઘસ રૂપે ફરનાર હતા ત્યારથી તેણીની છાતીમાં જડ ઘાલી બેડી હતી.

જરાક વારમાં આવકાર માટે થઇ રહેલી ગર્જનાથી બધી હવા ધ્રુજી અને ધમધમી રહી! મીલીટરી બૅન્ડે તેઓનાં ઘોઘારી સરોદથી દરેક ખુશાળ જીગરને બધુ આનંદથી ધબકાવી મેલ્યું અને પડઘમનાં અવાજો, બંદુકોનાં બાર, મોટા ઘટોનાં નાદથી આખું બરલીન બધું ગાજીવાજી રહ્યું.

નિનેટ મોહત જેવી ફીકકી મારી આવી અને તેણી તે ગાડીની પોચ્ચી બાજુએ તેણીની ધબકાર મારતી છાતી ઉપર હાથ મુકી ફસડાઈ પડી. તેણીએ નિકળી પડતા ડોળાએ એક મોટા ટોળાંને ધીમે ધીમે હારબંધ પોતાની ભણી આવતાં જોયું. હવામાં ફરફર ઉડતા વાવટાઓ, તેઓનાં રંગબેરંગી કલરો, નાગી તલવારોનાં ચમકાત, ભાળા ખોસવાનાં ચામડાનાં ખોળાંઓ, ધુળથી ખરડાએલા, થાકેલા કાળા દૈત્ય જેવા જરમન સીપાહો, લશકરી અરબો અને તેઓની મગરૂર કમાન મીસાળ વળી ગએલી ગરદનો, ચિત્રવિચિત્ર લશકરી પોષાકો ઇત્યાદીનું એક વિચિત્ર સરઘસ તે દેહસ્ત ખાઈ ગએલી

દુહિતાની નજરે પડયું—તે એક લાલ રંગોનો એક વિશાળ દરીઓ હતો કે જે ભારે ઘોંઘાટથી અજાયબીથી પોહળી પટાક થઇ ગએલી આંખો સાથનાં લોકો આગળથી, રૂપેરી તડકાંની મજાહ ચાખતો, ધીમા, નાહનાં, મોજાઓ મીસાળ આગળ વધતો હતો. તેણી અવાચક જેવી તે હાલતાં ચીત્રને જોતી બેઠી; તેણીનો શ્વાસોશ્વાસ ઘણી મુસી બતે ચાલતો હતો. તે એક તમામ નવોજ, વિચિત્ર, અદભુત દેખાવ તેણીની નજરે પડતો હતો.

મોટે અને વધુ મોટે કાનને બેહરા કરી નાખે એવા આવકારનાં પોકારો થવા લાગ્યા; ઘાંટોનાં અવાજો વધારે મોટા પરગરા વાગવાનાં શરૂ થયા; વધુ ઉલટથી પડઘમ વાગવા લાગ્યું અને ચોમેર રાજગીત નો અવાજ પ્રસરી રહયો. વાવટાઓ પવનની લેહકીમાં ફરફર ઉડતા હતા, જ્યારે માટીદાઓ અને બૈરાંઓ એક બાળક પેરે, ને ફ-તેહમંદ સરઘસને પસાર થતું જોઇ, હર્ષનાં આજુઓથી રડવા લાગ્યાં!

તે અસાધારણ ગરબડમાં એકાએક એક મોટી, તીણી ચીસ બાહર પડી—તે ચીસ કે જેમાં સમાએલી અસહ્ય વેદનાએ તે સમ-જનારનાં કાનોને ચમકાવીને ખડા કીધા, કે જે ત્યાંથી હાલમાં તેઓને શરણ કરનારી પ્રજા વચ્ચેથી પસાર થતા નીચી મુડી અને શરમાંદગીથી ઝુલી પડેલાં કેદીઓનાં એક નાહનાં ટોળકાં સુધી પુગી હતી!

તે કેદીઓનાં ટોળકાંમાંનાં એકે તે ચીસ જ્યાંથી આવી હતી તે બણી પોતાની કંટાળેલી ઝાંખી આંખો ફેંકી. તેને એક અબળાની અસહ્ય દુઃખથી ભરેલી અને એક વાઘરીનાં હાથમાં સપડાએલી એક

હરણીની ચક્ષુઓ જેવી ભયથી ફાટેલી આંખોને પોતાની આંખોમાં ટગર ટગર જોતાં દીઠું. તે માત્ર એકજ પળ હતી, કે જે દરમ્યાન તે બને દુઃખીઓની નજર એક સામટી મળી અને તરતજ તેને પાછળથી એક ધીમો હડસેલો મારવામાં આવ્યો અને તે સીધો સરઘસમાંનાં બીજાઓ માફક આગળ ઘસડાવા લાગ્યો, જ્યારે તેનું નાસબર જીગર જે ભયાંનક શોધ તેને કરી હતી તેનાંથી ગોયા ધબકારા મારતું તમામ સ્તબ્ધ થઇ ગયું !

"નિનેટ-નિનેટ, શું છે ?" તેણીને સફેદ પુણી જેવા ચેહરા સાથે આખ્ખા શરીરે થરથર કાંપતી દેખી કાળજીથી તે બેકદર બાપ તેણી ઉપર ધગી પડતાં ધીમા અવાજે પોકારી ઉઠયો.

એક બે પળ તેણી જવાબ દઇ ન શકી; પછી એકાએક એક ઘેલું 'હીસ્ટેરીકલ' હસ્વું તેણીનાં હોઠ ઉપરથી બાહર પડયું. ગરીબ-ગરીબ તે! એકાએક નવી શોધ તેણીએ આ ઘડીએ કરી તે તેણીનાં નાજુક બળ કરતાં ઘણી બળવાન પુરવાર થઇ હતી.

"શું છે પુછોછ?" એક ઘેલા માણુસ મીસાલ ઘણાં કઠોર વિચીત્ર અવાજે તેણીએ તેનાં શબ્દોનો પડઘા કર્યો. "કાંય! મેં એક ચેહરો જોયોછ-મ્હારા ભરથારનો ચેહરો! અને હું તો એમજ ધારતી હતી કે જેટલું આસમાન જમીનથી દુર છે તેટલી બધી દુર હું તેનાંથી હતી!"

# પ્રકરણ ૧૦.

---

તે રાત્રે લીઓ મોંપ્રાંતનાં મકાનમાં જુગારની રમત ઘણી ઉલટમદ ચાલી રહી હતી અને જ્યારે ધપોધપ મોટી સ્ટેક્સ લેવાતી હતી ત્યારે નિનેટ તદન એખલી એક ખુણાંમાં સંકોચાઈને તદન બેધ્યાનપણે તે જુગારીઓને જોતી બેઠી હતી. તે લાવણ્યમય લલનાનાં લલાટ ઉપર દુઃખની કરચલીઓ ઘણી વળી ગએલી નજરે આવતી હતી, જ્યારે તેણીનાં નેત્રોમાંથી વેહતી નીરની ધારા તેણી આ ઘડીએ બાતેનથી કેવું માહ દુઃખ ખમી રહી હતી તેની એક હૃદય ભેદક સાહદત આપતી હતી.

"આજે તું કેટલી બધી શાંત છે, મા બૅલ." પોતાની ઉલટમદ રમતમાંથી પોતાનું ધ્યાન ખસાડી નાખી, દારૂનું નવેસરથી ગલાસ ભરવા ઉઠેલા પ્રશ્યન લશ્કરના તે કરનલે કહયું.

તેણી તેણીનાં દુઃખી ખ્યાલોમાંથી ઝબકી ઉઠી અને તે ખવીસ જેવા દેખાતા કરનલ ભણી એક ઘણી કાકલુદી કરતી આંખે જોયું.

"બીજાઓના ગયા પછી થોડીક મીનીટ મ્હારે માટે ત્હમે ફાજલ પાડી શકશો ?" તેણી ઘણા મધુર મંજુલ સ્વરે બોલી; "હું ત્હમારી સાથે કાંઇ વાત કરવા માંગું છ."

તેની આંખો અજાયબીથી ચમકી રહી. તે નમ્યો અને પાછો કાંઇક સંતોષ પામેલા દેખાવે ટેબલ આગળ જઇને બેઠો અને રમતમાં પોતનું માથું ખોસ્યું.

"પોરી ઠેકાણે આવી ગઇછ," તે લુચ્ચો તેનાં મનસે વાત કરવા લાગ્યો. બૈરાઓની જાત પ્રમાણે જરા પહેલ્લો ઇતિરાત કીધો તો ખરો, પણ ઘણી જલ્દી એને સુધ્ધી આવેલી લાગેછ. વૅલ, એ બી ઘણું સારૂં છે."

રાત્રી આગળ વધતી ગઈ. રમતમાં જોશ, જેમ અને રંગ વધતો જતો હતો—સર્વ નીચી મુંડીએ, આતુરતાથી, આસપાસના કશાગી ભાણ વીના ખેલ્યા જતા હતા, માત્ર વારંવાર ઠંડા પીણા અને દીલનો ઉશકેરાત વધારતા મદીરાની આમદ તેઓની તે રમતમાં ખલ્લ નાખતી હતી. એક નીરદોશ કોમળ કામીનીની નજર માટે, ખરેજ, તે એક ઘણો કંગાળ દેખાવ હતો—જુગારીઓનો જુસ્સો, તે નાશકારક રમત ભણીંની તેઓની આંધળી આતુરતા, તેઓનાં મુખ વાટેથી બાહર પડતી અજીથી ગાળ ગલેચ, તેઓની છાકટી અનિતીવાન અદાઓ ઇત્યાદી એક સાફ દીલની દુન્યાદારીનાં કડવા અનુભવથી બેનસીબ નિરદોષ બાળા માટે એક દહેસત સમાન હતું.

છેક ઘણી મોડી રાત્રે તે રમત બંધ પડી: અને આજે પહેલ્લી વાર લીંઓ મોંપ્રાતને એક મોટી રકમથી હરાવી તે ધુમ ધીચેલા જુગારી મીત્રો તેનું મકાન છોડી ગયા. પેલો પ્રસ્થન કરનલ ગયો નહિ અને નિનેટ તરફથી એક નીશાની થતાં તેણીનો પીદર કાંઇ શબ્દો બબડી, ને બે જણાંઓને તે ઓરડામાં એખલાં છોડી જતો રહયો.

તે બાળા તે મરદ ભણી ઘણી ઉતાવળી—આતુર અદાએ ફરી.

"માફ કરજો, મોંસ્ય, મેં એમ ત્હમને રોકી શખ્યાછ તેથી," તેણી બોલી, "પણ હું આજે ત્હમતે એક સવાલ પુછવા માંગુંછ."

તે નમ્યો.

"બનું, હું ત્હમારો સેવક છું," તેણે કહ્યું, જયારે તેની આંખોમાં ફતેહનોજ ઝળકાત ફેલાઇ રહયો.

તેણી તેણીનાં દીલમાંની અશાંતીને મારી હઠાડવા માંગતી હોય તેમ એક ઉઘાડી બારી વાટેથી સહવારનાં ઉજાસ ધીમે ધીમે તે ઓરડામાં આવતો હતો ત્યાં ગઇ અને થોડીક પળો ચુપકીદીમાં ઉભી.

"ત્હમે મને કહી શકશો," તેણીએ 'નરવસલી' પુછયું, "કે જે લડાઇનાં કેદીઓને અહીં લાવવામાં આવ્યા છે તેઓનું હવે પછી શું થશે?"

તેણે અજાયબીથી તેની ભણી જોયું. "વાહ! શું ત્હમે તેમાં ઉલટ લેઓછ?" તે બોલ્યો. "લડાઇ પુરી થાએ ત્યાં સુધી તેઓને મજબુત પાહરા હેઠળ એક મોટા કીલ્લામાં રાખવામાં આવશે."

"અને પછી—?"

"પછી? વળી, પછી સુલેહની શરતો પ્રમાણે તેઓ માટેનો દંડ લેવામાં આવશે, નહિ તો તેઓને એમજ પાછા પોતાનાં દેશમાં મોકલી દેવામાં આવશે."

તેણીએ છુટકારાનો એક ઉંડો દમ ખેંચ્યો.

"તે લોકો ભણી-તે લોકો ભણી સારી વર્તણુક ચલાવવામાં આવશે કે નહિ?" તેણીએ બોખરા સાહદે પુછ્યું.

તે એક સેહતાન્યતથી ભરપુર હસ્તું હસ્યો.

"સાચ્ચું કહુંછ, હા! તેઓ લાયક છે તેનાં કરતાંબી ઘણી વધારે સારી રીતે-એ દેવેનામ દેવો! પણ એ બધા સવાલોનો કાંઇ સબબ, મ્હારી મીઠી? તેઓમાં એકાદુ કોઇ ત્હારો 'લવર' તો નથી'ની?

તેણીનાં ફીકકા હોઠો ફરફર ઉડવા લાગ્યા.

"નહિ," ગળાં વેર આવેલું એક ડચકું સમાવી દઇ તે બોલી, "પણ તેઓ મ્હારા દેશ બંધુઓ છે-તેઓમાનાં કેટલાક-અને તેથી મને તેઓ માટે ઘણી દલગીરી લાગેછ."

"તને ગમે એટલી દલગીર તું થયા કર," તે સ્વર્ગીય સુંદરીને તમામ સાધનહીન સ્થિતિમાં, તેણીની નમ્ર ખુબસુરતી અને તેણીનાં ઝપોલાઇ ગએલાં બદનની 'ગ્રેસ' સાથે ઉભેલી જોઇ, તેણીની વધુ લગોલગ આવતાં તે બોલ્યો. "તને ગમે એટલી દલગીર તું થયા કર, પણ તેથી શું તેઓને ખાતર બીજાઓને તું ભુલી જશે? ત્હારાં આ એ સમકળાં જેવાં જીગરની બધી દયા અને દીલસોઝી ઉપર શું એ ત્હારા દેશબંધુઓ એખલાજ તરાપ મારી બેસશે?"

તેણી કમકમીને તેની આગળથી દુર જઈ ઉભી. તેણીની કળખાતી છાતી દુઃખથી બધી ઉરપુર થતી હતી. "હું દયાળુ કે દીલસોઝ છેઉંજ નહિ. જો તમે એમ ધારતા હોવ તો તમે ઘણાં ખોટા છો."

"નહિ, જુઠ્ઠું ના બોલ," હવે છેકજ અવિવેકી બની મજાકથી હસીને તેણે કહ્યું. "ત્હારી આંખોજ તને ખોટી પાડે છે—ત્હારો ભરમ તેઓ ઘણી સારી રીતે ઉઘાડો પાડેછે. શું એ કેદીઓમાં એવો કોઈ નથી કે જેની તેં દરકાર કીધી હોય યાતો હમણા કરતી હોય? નહિ, ના ના કહેતી."

"એની સાથે ત્હમને કશુંબી લાગતું વળગતું નથી."

તે પાછું એક કઠોર મજાકથી ભરપુર હસવું હસ્યો. "તું ઘણાં જલ્દી વખતમાં ઝનુની થાએછ હ!" તેણે કહ્યું. "વેલ, હું જાણુતો નથી, પણ તું મને ત્હારા એ મુડમાં ઘણીજ ગમેછ. ચાલ વરૂ, કંઇ નહિ. પણ કહે મને મ્હારી ગેટકી, કે તું મારી પાસે શું માગેછ? જે પેલા કેદીઓ માટે તું દલગીર છે તેઓમાં એકાદ કોઇ ત્હારો 'ખાસ મીત્ર' છે? તુંને મ્હારી મદદ જોઇએછ? જો એમ હોય તો હું ત્હારી સેવામાં હાજર છું."

તેણીનો ધોએલી ચાદર જેવો ચહેરો પળ વારમાં લજ્જાથી બધો લાલ લાલ થઇ આવ્યો. "ઓહ, જો ત્હમે મને મદદ કરી શકતા હોવ—ઓહ, જો ત્હમે મને મદદ કરી શકતા હોવ!" તેણીએ ભારે આતુરતાથી પોકાર કર્યો. "ફક્ત એટલુંજ જોજો કે કોઇ તેની ભણી સખ્ખત નહિ થાએ—કોઈ તેને ઘણું દુઃખ નહિ દે. અરે, એ કેટલો બધો ઝપોલાઇ ગએલા જેવો—તદ્દન માંદા જેવો થઈ ગએલો દેખાતો'તો! ઓહ, શું એટલું ત્હમે મ્હારે ખાતર નહિ કરો?"

"પણ તેં મને એનું નામતો કહ્યુંબી નથી."

"પીએર લરૂ—એક જુવાંન નોરમંડીનો રહીશ."

"આહ, અને ત્યારે તે એક વખતે ત્હારો હેતનો કટકો હતો, નહિ વારૂ ?"

"શું મેં ત્હમને નહિ કહ્યું કે એની સાથે મને કશું લાગતું વળગતું નથી–કશુંજ નહિ? મેં ત્હમને એને માટે કહ્યું–ત્હમારી દાદ ચાહી, તે ફક્ટ હું–વેલ, તે બિચારાને ઘણો બેઇનસાફ થયો છે, તેની સાથે ઘણી નિર્દય વર્તણુક ચલાવામાં આવીછે. હું, ત્હમે કહ્યું તેમ, એને એક વખતે ઓળખતી હતી તેથી હું એને વાસ્તે દલગીર છેઉં. બીજું કાંઈજ નહિ."

"બીજું કાંઇજ નહિ!" ટકોરભર્યા સાહદે તેણે તેણીનાં શબ્દોનો પડઘા કર્યો. "બહુ સારૂં. પણ એ ત્હારી સેવાનાં બદલામાં હુંભી કાંઇ ત્હારી પાસેથી ઘરખમ બદલાનીજ આશા રાખુંછ, મા બૅલ!"

તેણીની કોમળ મુખકાંતી એકદમ કોપાયમાન અને ઝનુની બની આવી.

"મેં જોઇએ તે કરતાં ત્હમારી પાસે જાસ્તી માંગી લીધુંછ," તેણીએ ખફગીથી બરેલા સાહદે કહ્યું. "હું તદન ભુલી ગઇ કે એક મરદ જ્યાં સુધી તેમાં તેનો લાભ હોનો નથી ત્યાંસુધી એક અબળાની માંગણી કદીબી પુરી પાડતો નથી."

"પણ હું તો ત્હારી બધી માંગણીઓ પુરી પાડશ," તેણે નમ્ર અવાજે જવાબ દીધો. "હું હવે બરલીનમાં કાંઇ ઝાઝો વખત રહેનાર નથી. હું થોડાક વખતની વાત ઉપર ઘણો સખ્ખત સીક પડગો હતો; પણ હવે તદન સાજો થએલો હોવાથી ઘણુંજ થોડા વખતમાં આજેજ

આવેલાં લશકર સાથે રણસંગ્રામ ભણી કુચ કરી જનાર છું. પણ હું એ પેલા ત્હા-હમ!-એ ત્હારા મીત્રની ભાળ કાઢીશ અને તેની ભણી સારી વરતણુંક ચલાવવામાં આવે તેની ચોકાશી કરી તને જણાવીશ."

તેણીએ એકાએક તેનાં ખરબચડા હાથો તેણીનાં મખમલી કરોમાં લઇ ઘણાં જોસ્સાથી દાબ્યા અને આભારથી ઝુલી પડેલી આંખો સહીત તે બોલી, "ખોદા, ત્હમને, મ્હારા જેવી એક કમનસીબ કામિની ભણી દયા દેખાડવા માટે, સુખી અને સલામત રાખે!" અને તેણીની આંખોમાં આંસુઓ એકદમ ધાઇ આવ્યાં, "હવે હું ફક્ત એકજ વધુ અરજ ત્હમને કરૂંછ અને તે એકે ત્હમે તેને મ્હારૂં નામ કદીબી આપતા ના—કદીબી નહિ!"

"કાંય?"

"મ્હારી એવીજ મરજી છે."

તે મુછમાં હસ્યો. એક મતલબી, દુષ્ટ હસ્વું! "એમ તો એમ હું તેમ કરવા કબુલ થાઉંછ. આવતી કાલે હું તેની કાંઇક ખબર લઇને ત્હારી આગળ આવીશ. અને હવે, માઇ પ્રીટી વન, મને મ્હારૂં દામ આપ. ત્હારી સેવાનાં બદલામાં જો હું એક કીસી માંગું તો તે ઘણું નથીજ!"

અને એકાએક તેને તેણીની નાજુક પતળી કમર આસપાસ તેનાં હાથો વિટાળ્યા; તેનાં આતુર, લબરતા હોઠો તેણીનાં ગુસ્સાથી લાલ અને ધમધમી આવેલા રોખસારાઓ ભણી તે લઇ ગયો એકજ

પળ—અને ગુસ્સાની એક ઝનુની વાઘણ પેરે તેણીએ લાચારીથી એક બરાડ મારી, તેણીનાં સઘળાં જોરથી તેણી તે I. ગંદી ગોદમાંથી દુર જઇ ઉભી અને ધારતીથી ફાટી ગએલા ડોળે તેને ટગર ટગર જોવા લાગી.

"આવું અપમાન કરવાની ત્હમે હીમ્મતજ કેમ કરી શકોછ?" તે ઉછળાતી અને બેસ્તી છાતીએ ઘણાં ઝનુનથી પોકારી ઉઠી—રે, તે તીણો, નાસબર, નાઇલાજીથી ભરેલો અવાજ, પત્થરની છાતીનાં નેગી મોમ મીસાળ પીગળાવી નાખે એટલો બધો અસરકારક હતો!

તે તેણી ભણી એક હડખાં કુતરાં મીસાળ ચમકારા પામતી આંખે જોવા લાગ્યો. "શું આટલાંમાંજ ગુસ્સો લાગી ગયો કે?" તે બચ્ચાં પેરે હોઠ ચઢાવી, ગાલ ફુગાવી બોલ્યો, "શું મ્હારે માટે એક કીસીબી તું કાજલ નથી પાડી શકતી? હું બી જોઉછ કે જ્યાં સુધી તું મને મ્હારૂ દામ નથી આપતી ત્યાં સુધી પેલા ટુકડખોરા નોરમન ભણી કેમ માયાળુ વર્તણુક ચલાવવામા આવેછ?"

તે અભીમાનીથી ભરપુર શબ્દો સાંભળી તેણીનાં બાતેનમાં તીરસ્કાર અને હદની બાહર દેહસ્તની ભેગી લાગણીઓ પ્રગટી રહી.

"એક વચન કે જેને લાંચ રૂશવતની જરૂર હોય છે તે કદીબી પળાતું નથી," તેણીએ બોલ્લા તુચ્છકારથી જવાબ દીધો. "તદન ભુલીજ જજો કે મેં કદીબી ત્હમારી પાસે મને સાહ્ય થવાની અરજ કીધી હતી—ત્હમારા જેવા બેશરમ મરદની દાદચાહી હવે હું પસ્તાઉંછ."

થોભ: એટલી બધી ઉશકેરાઇ ના જા." તેણીને ચાલી જતી જોઇ તેનાં માર્ગમાં ઉભો રહી તે તદન નરમ થઇ જઇ બોલ્યો.

"હું દલગીર છું. મને માફ કર. હવેથી હું તને એવી રીતે નારાજ નહિ કરશ. તેં કહ્યુંછ તે હું જરૂર બજા લાવીશ."

"જો તમે આનાકાની કરતાં હોવ તો મને સેહજબી દરકાર નથી." તેણીએ મગરૂરીથી જવાબ દીધો. "કોઇબી જણની મેહરબાનીની મને જરૂર નથી. ચાલો ખસો."

અને એક મજબુત હડસેલો મારી તેને તેણીનાં રસ્તા વચ્ચેથી ખસાડી નાખી તેણી ત્યાંથી તેને ફ્ક્ત પોગળી જેવો એબસો છોડી જઇ, રોંહસા ભર ચાલતી થઇ અને નાસીપાસીથી તુટી ગએલા દીલે, પાંખ ખોલી બેઠેલાં, લોહીથી ઝઝરતાં એક પંખી મીસાળ, ઘસડાતી ફ્સડાતી પોતાના ઓરડામાં જઇ ભરાઇ!

તે ત્યાર પછી ત્યાંથી બાહર રસ્તા ઉપર પડયો. સહવારનું પોહ ધીમે ધીમે ફાટતું હતું અને હવા ઘણી તરોતાજગી બક્ષનારી હતી. તેનો ચેહરો કોપાયમાન અને ઉશકેરાએલો હતો.

"મ્હારી જીંદગીમાં આજેજ પહેલ્લીજવાર એક ઓરતે મને કંઇબી ચીજ ના પાડી છે." તે તેનાં મનસે બરબડતો હતો. "મગર કંઇ નહિ તેનો હીસાબ હું બરાબર ચુકતે કરી લઇશ! હું ઇચ્છું છ કે હું એટલો જલ્દી પાછો લડાઇ ઉપર જતો નહિ હતે! પણ કંઇ નહિ—હું એટલા ટુંક વખતમાંજ મ્હારી સત્તાનો ઉપયોગ કરી એ દુકતીને ઠેકાણે લાવી મુકશ—એ મને ઘણી ગમેછ. બાપ તો આવો અહંગ જુગારી અને છાકટો છે, ત્યારે પોરી બધા સચ્ચાઇ અને પવિત્રાઇના સદગુણો કયાં શીખી હશે? મને કશું સમજ નથી પડતું. પેલા ફ્રેન્ચમેન સાથે એને શું લાગતું

વળગતું હશે ? એ જુવાન બગલું—કોઇનેજ માટે નહિ ને એજ એખલા પોર્યા માટે એટલી બધી કાળજીવંત કાંય હશે ? કહેછ કે જવાન ને વળી ખુબસુરત છે, અંહ, ઠીક જોઇશું !"

એ પ્રમાણે તે વિચાર કરતો તે શાંત રસ્તામાંથી પસાર થઇને પોતાનાં મકાને પુગ્યો. તે એક ઘણું વગવાળો અને ધરખમ સત્તા ધરાવતો અને એક ગબ્બર પ્રશ્યન લશકરનો અમલદાર હતો. તેની આખ્ખી જીંદગીમાં હમેશાં તે જે માંગતો તેજ થતું આવ્યું હતું. ફકટ એક ચીજ તેને ઇચ્છિવાની હતી; અને તે હંમેશાં તેને મલ્યા વિના રહેતી નહિ. તે છતાં, તે કાંઇક ડાહપણવાળો આદમી હતો. તેણે તેનાં જુસ્સાઓને સદા કાબુમાં રાખ્યા હતા. તે કદીબી તેઓનો ગુલામ બનતો નહિ.

તે ઘરે ગયો; કે જે દરમ્યાન બિચારી નીનેટ પોતાની અગાધ ગમગીની વચ્ચે પોતાનાં ઓરડામાં જઈ એક ખુરસી ઉપર પટકાઇ પડી. તેણીનો ચેહેરો ગુસ્સા અને લજ્જાથી બધો લાલ થઈ આવી ધગધગતો હતો, જ્યારે તેણીનું હૃદય દારૂન વેદનાનાં ઘણાં જોશ બંધ ધબકારાઓથી ધ્રુજતું હતું !

"તે એમ કરવાની હીમ્મતજ કેમ કરી શકયો ?" તેણી પોતાના મનશે પાછું અને પાછું બોલતી. "તેની મકદુરજ શું ? આ હાડો કે જે તેને એક વખતે તેનાં પવિત્ર વાહલથી ચુમ્યા હતા તેને, જ્યાં સુધી મ્હારામાં જીંદગી અને શક્તિ છે ત્યાં સુધી, કોઈ—કોઇબી તેનાં ગંદા સ્પર્ષથી અપવિત્ર કરી શકશે નહિ."

તેણીની છાતી ભરાઇ આવી અને ધોલ્યા ઉપર ઉંધે મસ્તક પડી તે તારૂણી તમામ નારીપાસી, નામુરાદી, નાઇલ્લાજીનાં ગરમ લોહીનાં આંજુએ રડવા લાગી. ઓ, શું કોઇબી માણસાઈ શકિત તે બિચારીની આસપાસ ફરી વળેલી ફરેબની જાળ અળગી કરી નાખી તેણીને તેમાંથી ફારેગી આપવાને અશક્ત હતી?

"હું શું શું ખમુંછ તે તું કદીબી જાણી શકવાનો નથી," તે બાપડી બોલતી હતી; "કદીબી નહિ અને તે છતાં હું તો તને જેવીને તેવી ચાહુછ. ઓહ, માઇ લવ, માઇ લવ, જો તેં મ્હારા ઉપર વિશ્વાસ રાખ્યો હતે, તો અત્રેબી આપણે કેવાં સુખચેનમાં અમનચમન કરતાં હતે!"

તેણી ઉંધીજ પડી રહી ઘણાં ગજબનાક ખ્યાલોનું સ્મરણ કરવા લાગી. તેનું પોતાની કંગાલ્યત, પોતાની આફત શીવાય બીજી સઘળી ચીજો બણી બહેરી સુની બની ગઇ હતી. તે–તેણીનો ભરથાર–તેણીની નજદીક હતો; જે હવા તે દમમાં લેતી હતી તેનોજ તેબી ઉપયોગ કરતો હતો, અને તે છતાં, જાણે તેઓ માઇલોનાં તફાવત ઉપર હોય તેમ તેણી તેણીની તરસી આંખોને ટાઢક આપવા થકી તેનો ચહેરો જોવામાંથી અને તેણીનાં આતુર કાનો ઉપર તેનો વાહલો મરદાનગી ભર્યો અવાજ સમજવામાંથી બાકાત રહી ગઇ હતી–તે, અરે, કાંઇ નાહનું સુનું દુ:ખ નજ હતું! તે સાધણહીન તારૂણીનું જીગર તે ખ્યાલે બધું ચીરાઇ ફસકાઈ જતું હતું–તે એક એવું દુ:ખ હતું કે જે તે બાપડીનાં નાજુક જોર કરતાં ઘણું જ્યાદા પુરવાર થયું હતું.

તેણીએ મગજ શાંત રાખી સઘળી ચીજો ઉપર ધીરજથી ખ્યાલ દોડાવવાની કાંઇક કોશેશ કીધી; મગર ફોકટ! માત્ર એકજ

ચીજનો તે ખ્યાલ કરી શકી કે ખુદ તેણીનાંજ પાપે–ખુદ તેણીનીજ નબળાઇની મોહકાણે તેનાં મગરૂર શીરને દુ:ખનાં બોજાથી નીચું નમાવી દીધું હતું—તેને દુન્યાથી ઉખેડી મેલ્યો હતો. તે એક કંગાળ સંગદીલ દુશમનોનાં હાથમાં કેદી હતો–તે દુશમનો કે જેઓ હેવાનથી પણ બદતર **હતા.** બેખલો, તુટેલાં દીલનો, ગમીથી ઘેરાયલો–અને તેની સુખી **આબાદ જીંદગીની** આટલી **ખરાબી** કરનાર, તે વિચારી શકી કે, તે અને તેજ બેખલી હતી.

તેણી ધ્રુજતી લથલથતી ઉઠી અને આજુબાજુ જોવા લાગી. સહવારનાં સુરજનાં કીરણો ધીમે ધીમે આવી તે ઓરડાને હુંફાળાં કરતાં હતાં. મગર તે સહવારની મોજ અને તેણીનાં ઓરડામાં, તેણીનાં પીદરે તેણીની ઘણી નામરજી છતાં, તેણી માટે લીધેલાં મોઘાં ફરનીચર ભણી તે સરીયામ આંધળી–બેહરી સુની **હતી.** જે માત્ર તેણી દેખી શકી તે તેણીનું દુ:ખ, દલગીરતા, તેણી ઉપર વરસતી નહિ સહન થઇ શકે તેવી આફત હતી!

જે જે અત્યાર **આગમચ** તેણીએ ખમ્યું હતું તે હવે, તે મીઠો ચેહરો અને તેનાં ઉપર પડેલી આફતોનાં વરસાદની ખુલ્લી નિશાનીઓ દીઠા પછી, તેણીને તમામ તુચ્છ લાગ્યું. તેણે તેણી વિષે શું ધાર્યું હશે? તેણીને વૈભવ વચ્ચે, ઉંચા કપડામાં સજ્જ થએલી દેખી, તેને શું વિચાર્યું હશે? દુ:ખી, દુ:ખી તે! પોતાની મોહરદારને આવી ઉમદા હાલતમાં પડેલી જોઇ, પાછળથી એક આંચકાનાં જોરે તેણી આગળથી પસાર થઈ જતાં, તે બિચારાને કેવું માહભારત દુ:ખ ઉપજ્યું હશે! શું તે તેણીને વધુ અને વધુ ગુનેહગાર નહિ

માનતો હશે? શું તેણીની બેવફાઇ—ઓ, જ્યારે તે તો કેટલી વફાદાર અને તેને ભેટવા તલબગાર હતી!—માં વધુ મજબુતાઇથી માનતાં નાસીપાસીથી તેનું હૃદય તુટી નહિ ગયું હશે? તે સીતમનાક ખ્યાલ બાપડી નિનેટને ઘેલી કરી મેળતો હતો!

"આ ધર્થી ઉપર એવી કોઇજિ શક્તિ હસ્તી નથી ધરાવતી કે જે મ્હારી સચ્ચાઇ એની આગળ પુરવાર કરી શકે," તેણી બરબડી; અને પછી પોતાનાં ફાટફાટ થતાં માથાંને કાંઇક શાંતી બક્ષવાની મકસદ સર લઠડતા પગે એક પુર્વ બણીની બારી ખોલી બાહરનો દેખાવ જોતી ઉભી.

સહવારનું પોહ ફાટી ચુકું હતું. સુરજ ધીમે ધીમે ઉપર આવી સુતેલી દુન્યામાં ખુશનુદીનો ફેલાવો કરતો હતો અને તેની હીલચાલના સબબે આકાશમાં ભાતભાતનાં રંગ ફેલાઇ રહી આસપાસની જગાને ઘણી રમણ્ય બનાવતો હતો. બિચારી તે! એક વખતે તેણીનાં સુખી ગાંમડાંમાં તે કુદરતી ચીજોને તેણી હમેશાં વખાણથી જોતી હતી—મગર હવે ગોયા તેણીની આંખોજ હતી નહિ યા તો છતી આંખોએ તેણીએ જોવાની શક્તિને ખોહી દીધી હતી.

"ઓ, ફક્ત, હું તેનાં ચેહરાને પાછો એક વખત જોઇ શકું!" તે બોલી. "ફક્ટ એકજ વખત—એકજ મીનીટ! અરે પણ તે સુખી ઘડી—?"

મગર તે જ્યાદા બોલી શકી નહિ—ગળાં વેર આવેલાં ડચકાંએ તેણીને જાસ્તી બોલતી અટકાવી. સુખી ઘડી? શું તે બિચારી માટે

કશીબી સુખી ઘડીઓ બાકી હતી ખરી? હા, અને તે સુખી ઘડીઓ, તેણીએ વિચાર્યું કે, માત્ર 'મોહત'માંજ સમાઇ હતી!!

---

# પ્રકરણ ૧૧.

---

કરનલ વૉન બ્રાંન્ડસ્ટેન—કમનસીબ નિનેટનાં હાથનો નવો ઉમેદવાર—બરલીનમાંજ ઠપકો મારી બેઠો. તેની હાથ નીચેનાં ઓફીસરો અને સીપાહીઓની ભારે અજાયબી વચ્ચે, પાછો લડાઇ ઉપર જવાને બદલે, પોતાનાં દેશને સંજોગોનાં આધાર ઉપર છોડી, તે કરનલ ઘણાં ચતુર બાહણાંઓ બતાવી પોતાનાંજ દેશમાં પડી રહયો. તેણે તેની નબળી તબીયેતનાં બાહણાં ઉપરાંત બીજાં બાહણાંઓ એવી હોસ્યારીથી દેખાડયાં કે કોઈ એક ઘડીબી માની શકયું નહિ કે તે પોતાનો દેશ છોડી બાહર જવા માટે બેદીલ હતો.

તે તે ઝલેહવંત મુખડો જોઇ મોહબતનાં બાણુથી સરીયામ વિંધાઈ ગયો હતો; તેણીની તેની ભણીની ઠંડી વર્તણુંકે અને તેની બેઅદબ રીતભાતો તરફનાં તેણીનાં ખોલ્લા તીરસ્કારે—તેને નાસીપાસીથી પાછળ હટાડવાને બદલે—તેણીની ભણી તે પ્યારની લાગણીએ વધુ અને વધુ ઉશકેરાતો જતો હતો અને તેણીને કોઇબી તરકીબે પોતાની કરવાનો તેણે દ્રઢ નિશ્ચય કર્યો.

તે ખાત્રીથી માનવા લાગ્યો કે જે શખ્સ વિષે તેણીએ તેને ગઇ કાલે કહ્યું હતું તેને તે ચાહતી હતી, અને તેથી કોઇબી કીસમે

તે 'કંગાળ કુત્રા' કે જેને લડાઇએ તેનાં સપાટામાં આબાદ મુકી દીધો હતો તેને તેણીનાં માર્ગમાંથી દુર કરી કોઇબી ફીસમે-કોઇબી ભોગે-તેણીને તેની કરવાનો તેને ખ્યાલ આવ્યો અને તે ખ્યાળને પરીપુર્ણ કરવા માટે, પોતાનાં દેશને તેના કીસ્મત ઉપર છોડી, તે આળસુ જેવો બરલીનમાં રહી પડયો.

"એ મ્હારી અને મ્હારી એખલાની થશેજ!" તે દ્રઢતાથી બરબડયો, અને તેનાં અવાજમાં સમાએલી કથોરતા અને દ્રઢતાથી કલપવાનું તમામ સેહલું હતું કે તે કાંઈ ખાલી બોલીને બેસી રહે તેવો મરદ ન હતો. "હું એક સત્તાવાળો માણુસ છેઉ; અને સત્તા શું નથી કરી શકતી? મ્હારી પાસે દોલત છે; અને તે દીલરૂબાને જીતવા ખાતર હું મ્હારી તે દોલતનો છુટથી ઉપયોગ કરીશ. સત્તા અને પૈસાએ કદી નહિ બજાવેલું કામ હું કરી બતાવશ. પ્રમાણીકપણે યા અપ્રમાણીકપણે હું તે છોકરીને જીતવાનો અને ફ્રર જીતવાનો!"

અને એવા ઝનુની, સેહતાન્યતભર્યા ખ્યાળો સાથે તે જ્યાં લડાઇમાં પકડાએલા કેદીઓને રાખવામાં આવતા હતા-તે કીલ્લામાં-ગયો. ત્યાં તેણે તેનાં ધારા મુજબ સઘળા કેદીઓને 'ઇનસપેકટ' કીધા અને પછી છેલ્લે પેલાજ કંગાળ ખ્યાલોથી બળતી છાતીએ તે પોતાના હરીફની સામે જઈ ઉભો.

"હાં દેખું ત્યારે આએ લાલાજી! છે તો ઘણો ખુબસુરત," તે તે સઘળાંની પરીક્ષા કરી બાહર પડયા પછી મનસે બરબડયો; અને પછી તેની પાછળ ચાલતા એક ઓફીસર ભણી ફરી તેને વધાર્યું "બોહમેર, જા, જઇને પેલા સોલજર—પીએર લરૂ—ને

'ગાર્ડરૂમ' માં લઇ આવ." અને તે સોલજર એક 'સેલ્યુટ' કરી તે હોકમ બજા લાવવા ગયો, જ્યારે કરનલ પોતાનાં કાળા ઠણક મારી આવેલા ચહેરા અને ક્રોધથી ધગધગતી આંખો સાથે 'બૅરેક-યારડ' માંથી બાહર પડયો.

તે 'ગાર્ડ રૂમ'માં ગયો કે જ્યાં થોડીક પળોમાં તેને તેનાં હોકમની બજાવણી થએલી જોઇ. જે મરદને તે જોવા ઇચ્છતો હતો તે તેનાં ચેહરા સામું ઉભો હતો-તમામ ઠંડો, ગંભીર અને પુર ધીરજથી. જો કે તે હોકમ તદન અણધાર્યો હતો છતાં તેનાં ઠસ્સાબાઝ ચેહરા ઉપર કશીબી અજાયબી, તેની આંખોમાં કશાબી સવાળો અને ધાસ્તીની લાગણી વંચાતી ન હતી. કરનલે તેનાં હાથમાં પકડેલા નામનાં લીસ્ટ ભણી જોયું, પછી પોતાનાં મુદ્દઇને નિહાળ્યો.

"પીએર લરૂ?" તેણે સવાલ કર્યો.

"એજ મ્હારૂં નામ છે, મોંસ્યુ," જવાબ મળ્યો.

"મને ત્હારી સાથે થોડીક વાત કરવાની છે." કરનલે કહ્યું. "બોહમેર, તું જા," અને તે સોલજર અદબથી નમી તે બે હરીફોને એખલા છોડી જતો રહયો.

લીઓપોલ્ડ વૉન બ્રાન્ડસ્ટેને એક ઝડપી નજર તેની સામે ઉભેલા તે ફીકકા, પટળા મુખ ભણી ફેંકી. "તું કાંઇ એક કેળવાએલો સોલજર નથી." તેણે કહ્યું.

"નહિ, સાહેબ. હું મ્હારી પોતાની રાજીખુશીથી લશકરમાં જોડાયો હતો."

"તેમ કરવાનું કંઇ કારણ?"

"હું એમ કદી જાણુતો'તો નહિ કે કોઇનીબી ખાનગી બાબદોમાં કાંચડ ગારવાનો એક જીતનારને હક છે!"

"ગુડ હેવન્સ!" ઘણાં ઝનુનથી તે ઓફીસર પોકારી ઉઠયો. "શું આવો તોછડો બનવાની તું હીમ્મત કરેછ? મ્હારી અહીંની સત્તા શું શું કરી બજાવશે તે તુ શું જાણુતો નથી? અરે, ત્હારા જેવા બે બદામનાં મુખપને તો પગ તળે કચડી નાખવાની હું શકિત ધરાઉંછ. સમજેછ કે?"

"મને ત્હમારી સત્તા અને શકિત બાબે સહેજબી શકા નથી, મોંસ્યુ," તેણે બેપરવાહીથી ઊત્તર કર્યો.

તે કરનલ ઘણો ફ્જેટ પામેલો દીસ્યો. "કમ, કમ," તે હસીને બોલ્યો; "આપણુને એવી રીતે લડી વઢી પડવાની કશીબી જરૂર નથી. હું ત્હારો મીત્ર થવા માંગુછ, કેમજે મેં ત્હારે માટે એક વાત સમજીછ, જે મને ઘણી ઉશ્કેટ આપેછ."

"મશકેરી કરવાનો હાલમાં ત્હમારોજ વખત છે, સાહેબ," પીએર સાદાઇથી બોલ્યો; "આ પરદેશમાં મ્હારો એવો કોઈ મીત્ર કે ઓળખાણુવાળો નથી, જે મ્હારે માટે ત્હમને કેહે."

"કદાચ તું ધારે છે તેનાં કરતાં વધારે તું નસીબવંત છે; ત્હારે માટે જેણે મને કહ્યું તે એક અબળા છે."

શાંત અદાઓ અખત્યાર કરવાની તેની ઘણી કોશેશો છતાં પીએર લઈ પોતાના મુખ ઉપર ધાઇ આવેલા ગુસ્સાનો ગરમ પ્રકાશ પ્રગટ થતો અટકાવી શકયો નહિ—રે, તે કથોર શબ્દો સમજી તેને ગુંગળાવી નાખતા તેનાં હ્રદયનાં ધબકારાને તે થોભાડી શકયો નહિ.

"આહ, હું જોઉં છું કે હું ખરો છેઉં," કરનલે જારી રાખ્યું, "શું સબબે તું લડાઇમાં જોડાયો તે, મ્હારા મીત્ર, શોધી કાઢવાનું હવે મ્હારે માટે જરાબી અઘરું નથી. તે કારણ હેઠળ, હું પકકી ખાત્રીથી કહુંછ કે, એક બાયડું છે."

"હું સમજી નથી શકતો કે મ્હારી ખાનગી બાબદો મોંસ્યને એટલી બધી ઉલટ આપતી કેમ થઇ શકે?" તેણે, તેની છાતીમાં ચાલતાં જંગને મુસીબતે દબાવી દઇ, લગાર તીરસ્કારભર્યા અવાજે કહ્યું.

"વગર શકે મને ત્હારા 'પ્રાયવેટ અફેર' માં ઘણો 'ઇનટરેસ્ટ' લાગેછ," કરનલે પોતાનું જાળું તેની આજુબાજુ ભેરવતાં ધીમેથી કહ્યું; "હું ઇચ્છુંછ કે તે તું મને કેહ."

"મ્હારી જીંદગીની ખાનગી ચોપડી સદાને માટે બંધ છે. તે કોઇની બી ફરમાસથી—કોઇનાંબી હોકમથી ઉંઘડી શકશે નહિ."

"શું એક અબળાની અરજથી બી નહિ?" તેણે તેને સતાવણી કરતી કીસમે પુછ્યું.

પીએરે ગુસ્સાથી ભવાં જમાવ્યાં. "મોંસ્ય, હું એક વખતે ત્હમને કહી ચુકોછ કે જોકે તાબેદારી એ એક સોલજરની પેહલ્લી ફરજ છે તોબી તેની ખાનગી બાબદ કોઇબી ખણુખોડ કરનાર માણુસ—વડા—નાં ધખારા સામે હંમેશાં બંધ છે."

"ત્હારૂં બોલવું ભુલ ભરેલું છે, છોકરા. જો એક ઓફીસર—એક સારી સારી સત્તા ધરાવતો શખ્સ તેનાં હાથ હેઠેનાંની ખાનગી બાબદ જાણવા માંગે તો તે જાણવાને તેને દરેક હક છે. ચાલ, હવે વચ્ચે ના બોલતો. મને સમજી લે. તને સારી રવેશે માલમ છે કે

તું અહીં એક કેદી તરીકે વસેછ—એખલો–મીત્રો કે સગાં સ્નેહીઓ વિના ત્હારા દુશમનોની દયા ઉપર! તું ઘણાંઓ વચ્ચે એક છે. ત્હારૂં શું થશે તે હજી કોઇ જાણતું નથી. ત્હારૂં કીસમત અમારા હાથમાં છે.”

“મ્હારા ઉપર જુલમાત ચલાવવાની ત્હમારી સત્તા અને મ્હારી નાંચાર હાલત વિષે વારંવાર બોલી મને પજવવાનું કામ શું ત્હમને ઘણું બાહદુરી ભર્યું લાગેછ, મોંસ્યૂ?”

“ગુડ હેવન્સ! આએ કોઇ કમબખ્ત શખ્સ તો મને એકીજ વેળાએ ગુસ્સે અને શરમીંદગો કરી મેળેછ.” તે મનસે દાંત બીડી બરબડયો. “શું કોઇબી તાલ તલાવતે, હું જે જાણવા માંગુંછ તે એ જાહેર નહિ કરશે?”

“સમજ, એબ!” તેણે સાહદ બદલી કહ્યું. “એવી રીતે લાંબી ફેં ફેં ફું ફું કરવાનું કંઇ ત્હારા જેવાને ઠીક નથી દીસ્તું. યાદ રાખ કે ત્હારી એવી ગેરસલુકાઇનો દંડ બ્યાજ સીકકે ત્હારી પાસે ભરપાઇ કરાવવાની હું સત્તા ધરાઉંછ. શું તું નથી જાણતો કે જે અબળાને તું ચાહેછ તે આએ દેશમાં છે–કે તે અને હું ઘણાં ધાડાં મીત્રો છેએ—અને તેનેજ ખાતર હું કંઇ ત્હારા ઉપર મેહરબાની કરવા માંગુંછ. શું તને નથી ખબર કે તે અબળાને ખાતરજ હું ત્હારે માટે એટલો બધો આતુર છેઉ?”

એક પુતળાં મીસાળ સ્થિર ઉભેલા તે ઠંડા, શાંત ચેહરાવાળા જવાંન સીપાહ બચ્ચાનાં મુખ ઉપરથી લોહીનું એકે એક ટીપું ઉડી ગયું. તેનાં ઉપર એકાએક બેફામી ગલબો ફરી આવી અને તેને

પોતાને પડી જતો અટકાવા માટે તેની પછવાડેનાં એક મોટા થાંભ-
ળાને ધરી લીધો.

"આયંદે એ પત્થરને હું જીવમાં લાવ્યો!" કપટી હૈયાંનો કર-
નલ લીઓપોલ્ડ વૉન ઍન્ડસ્ટેન એ જોઇ બરબડયો.

પીએર લરૂ તેની બે પળની બેફામીમાંથી એકાએક ખડો થઇ ઉભો
અને તેનાં મુદઇ સામું એક સીપાહ બચ્ચાની હીમ્મત ને મનની મકમતાથી
નિરખવા લાગ્યો. "મ્હારી ભણી મેહરબાની બતાવવાનાં મનસુબા
માટે હું ત્હમારો ઉપકારી છેઉં," તેણે કહ્યું "પણ કોઇબી પુરૂષ
યા સ્ત્રી ખાતર બીજું કોઇ મ્હારી બણી ખાસ મેહરબાની બતાવે
એવું હું ઇચ્છતો નથી."

"એ ત્હારી ઇચ્છા ઘણી વિચીત્ર છે."

"કદાચ, ત્હમને લાગતી હશે, મોંસ્ય."

"શું લડાઇ પુરી થાએ ત્યાં લગી અંહી તું પડી રહેવા માંગેછ?
શું ત્હારાં એવા કોઇ દોસ્ત આશનાવો નથી કે જેઓ ત્હારા છુટ-
કારા માટેની મોટી રકમ ભરી તને આએ કેદખાનાંમાંથી મોકળો કરે?

"મ્હારાં કોઇબી દોસ્ત આશનાવો નથી."

"ત્હારી મોહરદાર, ત્હારી માતા, ત્હારી ભગિની તો કદાચ હશેની?"

તે જવાંમર્દનાં બરડાની કરોડમાંથી એક ધીમી ધ્રુજણી પસાર
થઇ ગઇ. "મ્હારી માતા હતી—પણ તે તો મરી ગઇછ." તેણે
જવાબ દીધો.

"અને ત્હારાંમાં આટલો બધો 'ઇનટરેસ્ટ' કોણ લેછ તે બી
શું જાણવાનો તું ઇરાદો નથી રાખતો, મ્હારા જવાંન મીત્ર?"

પીએર લરનાં ડોળા ગુસ્સાથી ચમકી રહયાં. "કોઇ મ્હારાંમાં 'ઇનટરેસ્ટ' લેછ અને મ્હારે માટે કોઇએ ત્હમને કહ્યું તેજ ફકટ મ્હારે માટે પુરતું અપમાન છે," તેણે ભારે ક્રોધનાં આવેશમાં આવી જઇ જવાબ દીધો.

કરનલ એક મતલબી હસ્વું હસ્યો. "ભલા જણાવ તો સહી, કે તેણીએ તને કેવી રીતે અપમાન કર્યુંછ? ત્હારા બાબમાં શું નુકશાન કીધુંછ?" તેણે પુછયું.

તે જવાંન સીપાહે કશો જવાબ દીધો નહિ.

"આહ, વૅલ, ઇટ મૅટરઝ નૉટ," કરનલે છુપા તીરસ્કારથી કહ્યું. "જે તું નથી કેહવા માંગતો તે હવે હું તેણી પાસેથી જાણી લેવશ. અને હવે તું જા."

એકબી શબ્દ બોલ્યા વિના—તે કઠોર ચહેરા ભણી આંખ ઉંધાડીને જોયા વગર પીએર લરૂ સલામમાં હાથ ઉંચકીને ત્યાંથી ચાલતો થયો.

કરનલ, તેનાં હરીફનાં ગયા પછી, કેટલીક પળો સુધી તે 'ગાર્ડરૂમ' માં ઉપરથી નીચે ઉશકેરાતથી મોટી મોટી ફલંગે ફેરા ખાવા લાગ્યો; ત્યાર પછી એકાએક કાંઇ ખ્યાલ થતાં તેણે તેની હાથ નીચેનાં એક ઓફીસરને બોલાવી મંગાવ્યો. તે ઓફીસરને કેદ પકડાએલી ટોળકીઓની તકેદારી રાખવાનું કામ સોંપવામાં આવ્યું હતું.

"નીડમાન્ન," તે ઓફીસર આવી લાગતાં કરનલે કહ્યું. "પેલા ફ્રેન્ચ કેદીઓમાંની ટોળકીમાં એક—કોઈ પીએર લરૂ કરીને—છે તે સોલજર ઘણો અસભ્ય અને ઠગારો છે. તેનાં ઉપર ઘણી ચાંપતી

નજર રાખજે, અને તેને બેવડું કામ ને અડધાંથી બી ઓછું ભોજણ આપજે. તે એક ઘણો ધાસ્તીભર્યો માણુસ છે—એક કાવત્રાંખોર કોરગો! અને તેની ઉપર ઘણી સખ્ખત તકેદારીની જરૂર છે."

"તમારા ફરમાવ્યા મુજબ બજા લાવવામાં આવશે, મોંસ્યુ," કરનલની હાથ નીચેનાં તે કોઇ જરમન ઓફીસર—નીડમાન્ને જવાબ દીધો.

અને પ્રીય વાંચનાર, એવી રીતે લીઆપોલ્ડ વૉન બ્રેન્ડસ્ટેને તે કમનસીબ અબળા કે જેને તે ચાહતો હતો તેણીને આપેલું વચન ભરપાઈ કીધું !!

પોતાનાં એક અણધાર્યાં નવા દુશમનનાં કબજામાંથી છુટેલો પીએર લરૂ તેનાં 'સેલ' માં જઇ ભરાયો અને ત્યાં એક સઘળી શકિત ખોહી બેઠેલાં પ્રાણી મીસાલ અવાચક જેવો સરદ ભીંતનો ટેકો લઇ અદબ વાળી ઉભો. ઘણાં ધાસ્તીભર્યાં, તેને ક્રોધથી બેમગજ કરી મુકે એવા ખ્યાલોથી તેનું મગજ ચકભ્રમ થતું હતું. તેનું હૃદય ગોયા, તેને લાગ્યું કે, ફરતું બંધ થઇ ગયું હતું—તેની રગો એક-મેકને ખેચ્યા તાણી જાણે તેનાં શરીરને તોડી નાખવા માંગતી હતી—તેની ધીરજવંતી આંખો નહિ વર્ણવી શકાય એવા પ્રકાશે ચળકતી હતી, જ્યારે તેની છાતીમાં સળગેલી અસાધારણ ગુસ્સાની ગરમ ભઠી તેને બધો બાળી જાળીને ખાખરાખ કરતી હતી.

"આંહી અને તેનો કોઇ મીત્ર!" તે બરબડયો; અને તેનાં ભવાં તેના લુટાએલાં સ્વમાન અને તેની સુખી જીંદગીનાં થએલા નાશનાં ખ્યાલે શરમીંદગીથી બધાં બળવા લાગ્યાં. "એની ગુનેહગારી હું કલ્પી

શકું તેનાં કરતાં ઘણી જાસ્તી છે. ઓ, ખુદા! એ જુડી આજીજી કરતી મ્હારા પગ આગળ ફસડાઇ પડી હતી ત્યારેજ કાંય નહિ મેં તેણીને મારી નાખી!" તે ત્યાર પછી પોતાનાં દુઃખી ખ્યાલોની ખુમારીમાંથી જાગી ઉઠયો. તે અંહી એક કેદી હતો અને તેને ઘણું સખ્ખત કામ કરવાનું હજી બાકી હતું.

તે પોતે સ્વપ્નામાં ચાલતો હોય તેમ તેનાં કામ કરવાના મથકે, તેનાં જેવા બીજા તેનાં બંધુઓ આગળ ગયો, જ્યાં તેને ફરમાવવામાં આવેલું કામ તેણે કીધું. જરાબી આણાકાની યા બબરાત વિના તેને તે સઘળું કર્યું—હા, સઘળું, તદ્દન ચોકક્સ અને પરીપુર્ણ. તે એક મશીન મીસાલ વર્તતો હતો. તેનાં કામમાં ચોકાસી હતી, મગર તે વગર શકિતએ કામ કરતો હતો—તેનું કામ થાવકું હતું, મગર તે તે જીંદગી વગર કરતો હતો.

લડાઇ અને ત્યારપછી બની ગએલા બનાવનાં ધમધમાતની અસર હેઠળ, તેને તેને થએલી નુકશાની અને તેણીની 'બેવફાઇ' વિષેનાં ખ્યાળમાંથી ફારેગી મળી હતી; પણ હવે—હવે જ્યારે તે એક હારેલા મારેલા કંગાળ કેદી જેવો એક ગમઘોર જગાએ જઇ પુગ્યો હતો, જ્યારે તેનાં મુદદઇઓની સતાવણી અને શીતમગારી હેથળ તે બાપડો કચડાઇ ભચડાઇ જતો હતો, જ્યારે તેનું જીવતર દોજખમા જઈ વસેલા એક આદમ કરતાંબી નપેતર હતું ત્યારે તે જુલમગાર વિચારો તેનાં મગજ ઉપર બેવડાં અને ત્રેવડાં જોશથી ધાઇ આવી તેની સીહા જીંદગીને વધુ કાળી અને ભય ભરેલી બનાવી મેળતા હતા. ઓહ મોહત—મોહત—મીઠી સુખી નીંદ્રા—તું કયારે તેની સાથે

દેસ્ત થનાર હતી? કયારે તે જીંદગી કે જેને તે તેનાં જીગરોનાં જીગરથી ધીક્કારતો હતો તેમાંથી ફારેગી બક્ષનાર હતું?

જેમ જેમ દીવસો પસાર થતા ગયા તેમ તેમ તે ખુલ્લી રીતે જોઇ શકયો કે તેની ભણી સાધારણ અપમાન અને સાધારણ સખ્ખતાઇ કરતાં કાંઈ જાસ્તી થતું હતું. તેને તેનાં ભાઇબંધ કેદીઓ કરતાં ઘણું જાસ્તી કામ આપવામાં આવતું હતું. તેનું કામ સૌથી પેહલ્લું શરૂ થતું અને સૌથી છેલ્લુ પુરૂં થતું હતું. તેનો ખોરાક બીજાઓ કરતાં ઘણો ઓછો અને ઘણો ખરબચડો હતો. તેની ભણી અપમાનોનાં બાણુ દરેક ઘડીએ ફેંકવામાં આવતાં હતાં; દરેક પળે તેને હડધુત કરવામાં આવતો હતો; મીનીટેમીનીટ તેના મુદ્દઇઓ તેની ભણી સતાવણી દેખાડતા હતા—એટલી બધી કે તેનું લોહી ચાલુ ઉકળતુ રેહતું હતું; મગર તે સઘળું તેને ચપટ દાંતો અને બધ હોઠો રાખી ખમ્યું—સઘળું અપમાન, સતાવણી, તોછડાપણું, જુલમાત ઇત્યાદી વિરૂદ્ધમાં એકબી શબ્દ ઉચાર્યા વિના તે નરે શેરે સહન કર્યું

"જયારે તેણી કે જેને હું ઘડનાં ઘડથી ચાહતો હતો, જેણીની હું એક દેવી માફક પુંજા કરતો હતો તેણીને મ્હારા આત્મા ઉપર દયા નહિ આવી ત્યારે શું આ લોખંડી છાતીવાળા દુશમનો મ્હારી તરફ રેહમ દીલી નથી બતાવતા તેની માહરે દરકાર કરવી જોઇએ?" તે વારંવાર કઠોરતાથી પોતાનાં જીવને પુછતો હતો.

તે હજી તેની લાંબી માંદગીને લીધે ઘણો નબળો હોવાથી, તેની શકિત ઘણી મુસીબતે તેને આપવામાં આવતાં સખ્ત કામને પુગી વળતી હતી; છતાં તે તેનાં જીવ ઉપર જોરાવરી કરી ઠાકથી અત્રમુત્રો કરી નાખતું તે કામ કરતો, કદીબી તેને આટલું બધું જ્યાદા કામ શા

માટે આપવામાં આવતું હતું તેની ફર્યાદ કર્યા વિના. આયંદે સખ્ખત હેજગારી અને દીવસોનો ભુખમરો તે બાપડા માટે ઘણો થઇ પડયો. એક દીવસે સહવારે સઘળાઓ સાથે કામ ઉપર બાહર ચોગાનમાં આવતાં તે બાપડાને લપેરો આવી ગયો અને કોઇબી મદદનો દસ્ત લંબાવે તે અગાઉ પત્થરની સખ્ખત ભોંય ઉપર તે પછડાઇ પડયો.

તેની આંખો બંધ હતી—તેનો ચેહરો કાગજની સપાટી કરતાં બી સફેદ મારી આવ્યો હતો, જ્યારે મોંહમાંથી બાહર પડેલું ફીણ તેની થુમકી દાહડી ઉપર ફેલાઇ ગયું હતું. તે તે વેળાએ ઘણું ભય ભરેલો દીસ્તો હતો; અને તેના ભાઇબંધોએ તો તેને નકકી મુવેલોજ માન્યો.

"પીધેલો છે, શું ?" કેદીઓની ચોકી રાખનાર નીદ માન્ન કે જેને, આપણે જાણ્યે છીએ કે, તે કંગાળ કેદી ઉપર હદ વિનાનો જુલમાત વરસાવવાનો હોકમ મળ્યો હતો અને જેને માટે તેને પુરતું આપવામાં આવતું હતું તેણે, ઘણાં ઝનુની સાહદે પુછ્યું.

"નહિ, પીધેલો નથી." બોહમેર, તેની હાથ હેઠળનાંએ, જવાબ કીધો. જરમન સીપાહોમાં એજ એખલાને બાપડા પીએરની દયા લાગતી હતી. તેજ એખલો કોઇ ભલાં માબાપનો બેટો હતો કે જે તેનાં બીજા બધા દેશબંધુઓની ખાસ્યતથી ઉલટો જઇ તે કમનશીબ કેદી ભણી માયા અને રહેમદીલી બતાવતો હતો. પ્રીય વાંચનાર, તે પીએર લરની કમનશીબીમાં એક દીલસોઝ શરીક જેવો હતો. તેની સાથે આપણને આ વારતામાં નિકટ સંબંધ હોવાથી તે

જવાંનને ખાસ યાદ રાખવાની આવશકયતા છે.

"બિચારાને, હું ધારૂંછ કે, ફીકરૂં થઈ આવ્યું છ," બોહમેરે તેની ભણી વાંકા વળી નરમ અવાજે કહ્યું.

અને એટલામાં તો પીએરે તેની આંખ ખોલી તેનાં દુશ્મનનાં ઠંડા, કદરૂપા ચેહરા ભણી જોયું.

"ચાલ, ઉઠ, અમથા ઢોંગ ધતુરા ના કર," તેને એક ઘાતકી આંચકો મારી ઉઠાડતાં તે દયાહીણે કહ્યું. "એવા બચ્ચાં સહી પેત્રા અંહી કાંઇ ચલાવી શકાશે નહિ. ઉઠ, અને કામે વળગ."

બોહમેર તુરત જઇને એક મોટાં વાસણમાં પાણી લાવ્યો અને તેને તે પાયું. ત્યારપચ્છી તેને તે દુઃખી અવતારને પોતાનો હાથ માયાથી આપી ઉઠાડયો.

પીએરે તેની ધીરજવંતી ચક્ષુઓ તે મદદગાર ભણી ફેંકી–તે અંદર ગએલી ખાલી ખોખાં જેવી ચક્ષુઓ કે જેમાં આભારની લીટીઓ પારદર્શક હતી! અને તે લહડતા પગે ઉઠયો.

"હું મરી કાંય નહિ જઇ શકતો હોવશ?" સરીવામ લાચારીથી ભરેલાં, નિરાશ હતાશ થઈ ગએલા અવાજે તે બોલ્યો, અને તે અવાજના ઉંડાણમાં એટલો અગાધ કરૂણારસ સમાયો હતો કે તેની પાસે ઉભેલા તે સાંભળનાર બોહમેરનાં જીગર ઉપરબી તેને ઘણી અસર કીધી.

"હં! આટલા વારમાં તું સારોઍ થઇ ગયો'ની?" નીડમાન્ન કપટથી બોલ્યો. હું ખાત્રીથી માનું છું કે તેં આજે ઘણો પીધ્યોછ. ત્હારી એવી ચાલ માટે મને આજે "રીપોર્ટ" કરવો પડશે. વળી આજનું કામ તો તેં અર્ધુંબી નથી કીધું. ચાલ, ઉતાવળ કર. આજે બપોરના ભોજણુ અગાઉ તે કામ થઇ જવુંજ જોઇશે, નહિ તો—"

તે આગળ બોલ્યો નહિ. એકઅર્થ સુચક નજર તેનાં પટળા લેવાએલા લુટાએલા આકાર ભણી ફેંકી તે ત્યાંથી જતો રહયો.

"ઓ, કીરતાર, આવા એક બુરાં માણસનાં હાથમાં એક કેવી સત્તા!" બોહમેર તે કૃર ઓફીસરનાં ગયા પછી મનસે બરબડયો. "એવા સેહતાનનાં હાથમાં વડપણુ છે એજ ખ્યાળ મને ગુસ્સાથી ઝનુની બનાવી મેળેછ."

પીએર લરૂએ તેની ઝાંખી આંખો એકવાર ફેરી ઉપાડી તે દયાળુ જવાંન ભણી જોયું. "તું મ્હારા તરફ ઘણો ભલો છે," તેણે કહ્યું, "પણુ અફસોસ કે ઉપકારનાં શબ્દો કહ્યા ઉપરાંત હું ત્હારી ભલાઇ માટે જયાદા કશું કરી શકતો નથી."

"મને કશાની જરૂર નથી." તે સોલજરે કહ્યું. "ત્હારા આવા ખરાબ વખતની ફકત મને દયા આવે છે; અને તું અમારા જેવા ઝનુની દુશમનોનાં હાથમાં સપડાયોછ તેથી મને ત્હારે માટે વધુ લાગેછ. શું તું ધારી નથી શકતો કે પેલા નીડમાન્નનો ત્હારા ઉપર કાંઇ ખાસ દાંત છે?"

"દાંત શું હોય?" પીએરે સાદાઇથી કહ્યું. "ફકટ તે તેને ફરમાવવામાં આવેલો હોકમ બજા લાવતો હશે."

"પણ હમણાં તું કામ તો નહિ કરશેની? તું હમણાં કામ કરવાની હાલતમાં મુદ્દલ નથી." તે દયાળુ–દુશમન હોવા છતાં–મીત્રે કહ્યું.

તેનો આજુજી ભર્યો અવાજ સમજી પીએર લઇ એક ગમખ્વાર હસ્યું હસ્યો, "મ્હારા મીત્ર, શું તું જાણતો નથી કે એક સોલજરની પેહલ્લી ફરજ તાબેદારી છે?"

તે હીણાતા સીપાહ બચ્ચાની દ્રઢતા દેખી જવાન ઓહમેર લજવાઇ ગયો. તે અજબ થયો, આટલી હદની ધીરજ, આંવાં દુઃખો ખમવાની સહનશીલતા, આટલી સખ્ખત 'ડીસીપ્લીન' તેનીજ સરોબર્યો એક દુશ્મન સીપાહ, કે જેને દુશ્મન તરીકે લેખવાને ઘણી આનાકાની કરતો હતો, તેનામાં જોઇ તેના અચંબાનો પાર રહયો નહિ, અને તેને માટે તેનું માન અને વાહલ દીવસો જતાં વધતું ગયું.

તેની તરફ તેની દીલસોઝી અને માન દીવસોનાં વેહવા સાથે વધવા છતાં ઓહમેર સહેજબી નીહાલી કે કલ્પી શકયો નહિ કે તે ઠંડી બાહરથી બેદરકારીપણું દાખવતી છાતીની અંદર એક કેવું શુરવિરપણું સમાયું હતું–તે શુરવીરપણું કે જે ઝનુનીમાં ઝનુની લડાઇનાં ધોંધાટ, ઉશકેરાત અને ધાસ્તી વેળાએ બતાવવામાં આવેલાં બીજાં બાહદુરીનાં કર્મો કરતાં ઘણું વધારે ઉમદા હતું–તે શુરવિરપણું કે જે ભુખમરો, તરસ, સખ્ખતમાં સખ્ખત હેજગારી, અપમાનો, તીરસ્કાર, તાણાજાણી ઇત્યાદી વગર ફરીયાદે સહન કરતું હતું, કે જે માટે તેનાં મીત્રો કે દુશમનો એક સરખા હયરત રહયા હતા!

———:o:———

# પ્રકરણ ૧૨.

"હું ત્હારૂં ફરમાન બજા લાવ્યોછ, નિનેટ," કરનલ વોન બ્રેન્ડસ્ટેને નિનેટની પાસે જગા લેતાં કહ્યું. "મેં ત્હારા તે મીત્રને શોધી કાઢયોછ અને તેને મદદ કરવાની હું કોશેશ કરૂંછ."

મધ્ય રાત્રી ખલાસ થઈ લગભગ સહવારૂં પડયું હતું; લીંઓ મોંપ્રાટ તેમાં પહરોણુાંઓને 'ફેરવેલ' કરવા બાહરનાં દરવાજા આગળ ગયો હતો અને નિનેટને કરનલ એખલાં હતાં. તે છોકરી ભારે આતુરતાથી તેનાં ભણી ફરી.

"ઓ, શું એ ખરૂં છે? ત્હમે મ્હારી મશકેરી તો નથી કરતા?" તેણીએ ઉતાવળે પુછ્યું.

"હું કદીબી ત્હારી મશકેરી નથી કરતો, મેડમુઆઝેલ," તેણે ગંભીરાઇથી જવાબ કર્યો, "હું, મેં કહયું તેમ, ત્હારૂં ફરમાન બજા લાવેલો છું. પણ આએ કોઇ કમબખ્ત રાક્ષસ બરો અપકારી છે! મ્હારી પહેલ્લીજ મેહરબાનીનાં બદલામાં એની તરફથી મને તુચ્છકાર અને અપમાન મલ્યુંછ." તેણે ઝનુની અવાજે કહ્યું; અને તેની ગમે તેવી કોશેશ છતાં તે કમનસીબ જવાંન ભણીની તેની અદેખાઇ અને ધીક્કારની લાગણી તેનાં અવાજમાં અને આંખોમાં ઘણી ધાસ્તી લાગે એવી ક્રીસમે જણાઇ આવતી હતી; મગર નિનેટ બાપડી પોતાની આતુર લાગણીઓ દાબી દેવાના કાર્યમાં એટલી તો મશગુલ હતી કે તે કશું નિહાળી શકી નહિ.

"એ સમજી મને દલગીરી લાગેછ," તેણીએ ધ્રુજતા અવાજે કહ્યું; "પણ તે બિચારો હાલમાં કેવા સંજોગોમાં છે તેનો ત્હમે ખ્યાલ કરો—પરાયા મુલકમાં એક કેદી અને તેબી એક મીત્ર કે છુટાપણાં વગર! તેનાં ભણી દયા લાવવાની ઘણી જરૂર છે."

"પણ ત્હારી દયા જીતવાને તો તે ખરેખર ભાગ્યશાળી બન્યોછ."

તેણી બધી લાલ થઇ આવી! પછી તે કાળા મુખડા ભણી પોતાનીતીરસ્કારથી ચમકતી આંખો તેણીએ ફેંકી. "જો ત્હમે આવી રીતે મ્હારી લાગણી સાથે ચેડાં કાઢવા માંગતા હોવ તો હું ત્હમારી સાથે વાત કરવા એક પળબી અંહી થોભશ નહિ," તેણીએ કહ્યું.

"થોભ," હોકમ કરતી ઢબે તે બોલ્યો. 'ખુદાના સમ ખાઇ કહુંછ કે એ બાબેની શું સાચ્ચી બીના છે તે હું ત્હારી પાસે જાણુશ. મને કહે શું તું તે શખ્સને ચાહેછ?"

તેણી એક કુદકો મારી ઉઠી ઉભી થઇ. તેણીની આંખોમાં ગુસ્સાનો અગ્ની ચળકતો હતો—તેણીની છાતી ક્રોધથી બધી ધગધગતી હતી, જ્યારે જાણે તેણીની છાતીનાં એક ખુણાંમાં સમાયલું તેણીનું હ્રદય ખોય ખસી જતું હોય તેમ તે અટકાવા તેણીએ તેણીનાં કોમળ કરો છાતી ઉપર મુકયાં.

"હું ત્હમને જવાબ નથી આપવાની. એ સવાલ પુછવાનો ત્હમને હકજ શું છે?"

તે મોટેથી એક બેઅદબ હસવું હસ્યો.

"મ્હારો ત્હારે માટેનાં પ્યારનો હક, માર્બલ." તેણે કહ્યું. "હવે અજબ થવાનાં ઢોંગ ના કરતી. તું જાણેછ તો ખરી કે હું તને કેટલો બધો ચાહુંછ."

"તે સમજી હું દલગીર છેઉં."

"કાંય?" તેણે જુસ્સાથી પુછ્યું. "શું તને મ્હારી ભણી જરાબી દયા કે દીલસોઝી નથી? જો સમજ, નિનેટ, હું તને ઘણી સુખી કરશ. તું મ્હારી દોલત અને ત્હારી અદભુત ખુબસુરતી સાથે અમન ચમન કરશે—ત્હારી સત્તા સર્વોપરી જામશે. જો કાહરનો ખજાનો તું માંગશે તો તેબી હું લાવી ત્હારા પગ આગળ રેડીશ. ત્હારી જીંદગીનાં દીવસો સુખી સ્વપ્નાઓ મીસાળ જશે—ત્હારો એકેકો કલાક ગાયણ અને મોજશોખથી ભરપુર બનશે—તું એક માહરાણી માફક પુંજાશે અને પોખવાશે. ગરીબાઇ, કંગાળવત, દુ:ખદરદ, અસંતોષ ત્હારાંથી દુરનાં દુર ભાગતા ફરશે. ત્હારો દરેક ઇરાદો, દરેક ધખારો, દરેક શોખ પુરો પડવા વિના રેહનાર નથી-અને નિનેટ-અને નિનેટ, તે સઘળાંનાં બદલામાં હું ફકત ત્હારી પાસેથી પ્યાર માંગુંછ."

તેણી ખડખડાત હસી પડી! એક ઘેલાં માણસને મળતું, જીવ કે શકિત વિનાનું, સામાં મનુષ્યને ફજેત બનાવી મેળતું હસ્વું, તે દયાહીણ દુન્યાનાં દગાની દારૂણ જાલમાં સપડાએલી ચાતુરી હસી. "બસ બધું કહી રહયા?" તે બોલી અને પછી તેણીનો ચેહરો એકાએક નરમ બન્યો. તે એક અડવાડીયું કે જેમાં તેણીએ બેહસ્તમાં ફરેસ્તાઓને મળતાં સુખથાબી જ્યાદા સુખ ભોગવી લીધું હતું, કે જે અઠવાડીયાંમાં તેણીની દુન્યાજ પ્યાર અને સુખની હતી, કે જે

આકવાડીયાંમાં તેણી વાહલ, વફા, અને એક સુખ્યારાં ઘરની મગરૂર અને પ્રમાણીક શેઠાણી લેખાતી હતી તેની દુઃખી યાદ થતાં તે નિરૂપાય નારી દુઃખથી ગંભીર બની ગઇ. તેણીનું તન પવનમાં ફીલતાં પાંદડાં પેરે ધ્રુજવા લાગ્યુ.

“ફકત એકજ બોલ કેહ, મ્હારી મીઠી, ફકત એકજ બોલ અને હું જીંદગી પર્યંત ત્હારો ગુલામ બની રેહવશ.”

“બોલ–કયો બોલ?” તેનાં કદરૂપા ચેહરા ઉપરનો જુસ્સો નિહાળી તે યુવતી દેહસ્ત ખાઇ જતાં પોકારી ઉઠી.

“કે તું મ્હારી થશે–મને ચાહેછ.”

“ત્હમને ચાહુંછ!” તે અગાધ તુચ્છકારથી બોલી. “ત્હમને! કાંય, હું તો કોઇ વખતેબી ત્હમારો વિચાર કરતી નથી.”

“ખુદાના કસમ, તુંને એમ કરવુંજ પડશે!” તેણે એક ઝનુની ક્રોધે ભરાએલા સીંહ મીસાળ ગર્જના કીધી; અને પછી એક પળનાં તેનાં હવસની ઘેલચ્છામાં તેને તે કોમળ બોજાને પોતા ભણી ઘસડયો. એકજ પળ કે જયારે તે તેનાં જુસ્સાઓને કાર્યમાં મુકતો હતો ત્યારે એક ફ્રરાર દેતી મજબુત થબરાક તે કમજોર સફેદ કરેથી તેનાં રફ્ મુખડા ઉપર પડી અને તે તેણીને છુટી કરી એક બે ડગળાં પાછળ હઠી ગયો।

“આએ મ્હને બીજી વેળાએ અપમાન થયુંછ, વોન બેન્ડસ્ટેન” ક્રોધથી બધી તપી આવેલી નિનેટે કહ્યું. “અને તે હવે છેલ્લુંજ હોવું જોઇએ.” અને તે એકબી શબ્દ ઓચારે કે તેણીનાં રસ્તાની

વચ્ચે આવે તે અગાઉ તે બાળા તેણીનાં મજબુત, કદાવર મુદદઇને છોડી જતી રહી.

બીજીજ પળે લીંઓ મોપ્રાટ તે ઓરડામાં આવ્યો. તેનો ચેહરો ફીકકો અને બધો ગાભરો પડેલો હતો.

"તું એક અબળા તરફ જોઇએ એટલો નરમ નથી રેહતો, હૅર," તે બોલ્યો—તેનાં અવાજમાં થપકા કરતાં નરમાસી વધુ હતી. "તેં નિનેટને બીહ્વધરાવીને હાંકી કાઢીછ."

કરનલ કશું બોલ્યો નહિ. તેને ભારે ખેજાલત લાગી હતી. તે તેણીને પ્યારથી જીતવા માંગતો હતો—તેણી ભણી નરમ અને નિખાલેશપણાંથી વર્તી તેણીને જીતવા માંગતો હતો. પરંતુ એક પળના ઝનુનમાં તેને કાંઇ તેથી ઉલટુંજ કરી નાખ્યુ હતું તેથી તેને તેનાં ઉપર ઘણી ચીડ ચઢી. તે કમજોર છોકરી કે જેને તેનાં જેવા એક વગદાર, જોરેમંદ મરદને તમાચો મારી હડધુત કર્યો હતો તેનાં ઉપર ક્રોધે ભરાવાને બદલે તે પોતા ઉપર ગુસ્સે થયો. તેણે ઘણાં ગુસ્સાથી પોતાના જીવને ખરાબ ગાળો ભાંડી અને પછી, કપાળ ઉપર ફુટી નિકળેલાં પરસેવાનાં ફોરાં નુછી તેને લીંઓ ભણી દીઠું.

"સમજ, મોપ્રાટ," તે બોલ્યો, "હું એ દુકતીને જીતવાનો અને ફૂર જીતવાનો! તે કામ જેમ જેમ વધુ અધરું થતું જાએછ તેમ તેમ વધુ અને વધુ તે પરીપુર્ણ કરવા માટે ઘેણુ છુટેછ. તેં મને મદદ કરવા એક વખતે વચન આપ્યું હતું. સભાળજે હવે ત્હારાથી ફરી જવાવાનું નથી. તું પોતેબી મ્હારા સપાટામાં છે.

અત્યાર સુધી બન્ધ રહેલાં મ્હારાં મોંઢામાંથી ફક્ટ એકજ શબ્દ બાહર પડવો જોઇએ અને તું લીંઆ મોંપ્રાટ એક રસ્તે ભીખ માંગતા ભીખારીથીબી નપેતર બનશે. તે છોકરી તરફનો મ્હારો પ્યાર, જુસ્સો, ઉલટ મને પોતાને અજબ કરેછ. હું એને મ્હારી મોહરદાર બનાવવાનો અને ક્રૂર બનાવવાનોજ!"

"ત્હારી મોહરદાર!" લીંઓ મોંપ્રાટનાં સફેદ હોડો ઉપરથી તે શબ્દો લપસી પડયા.

"હા—મ્હારી મોહરદાર. ફક્ટ માહરા હવસને તૃપ્ત કરવા હું તે છોકરીને નથી માંગતો, મગર હું એને મ્હારી પરણેતર બનાવશ. એક વખતે હું નિશ્ચય કરૂંછ, તેમાં પાછળથી હું કદીબી ડામડોળ બનતો નથી. મેં મ્હારો વિચાર જાહેર કીધોછ અને તે હું કોઇબી ચીજ કે જણનાં ભોગે પાર પાડયા વિના રેહનાર નથી. કસમ ખા કે તું મને મદદ કરશે અને જે દીવસે અમારાં લગન થશે તે દીવસે ત્હને મ્હારાં કરજમાંથી બીલકુલ ફારેગી મળ્યા ઉપરાંત એક એવી ધરખમ રકમ મળશે કે તું તને પોતાને એક સુખી, પૈસાદાર આદમી થએલો જોશે."

લીંઓ મોંપ્રાટ એક સુદ્ધી ખોહી બેઠેલા આસામી પેરે તેની સામે ઉભેલા આકારની મુખકાંતી તીકવા લાગ્યો. તેની આંખોમાં પાર વિનાની ધારતી હતી.

"તું શું એ બધું ખરેખર બોલેછ?" તે મુસીબતે બોલી શકયો. "તેણીને—તેણીને—ત્હારી મોહરદાર!"

"હા, જોકે તે ખ્યાળ ઘેલા જેવો દીસેછ તોબી."

લીંઓ થોડીક પળ ફાટેલા ડોળે તે દ્રઢ મનવાળા કરનલને જોઈ ચુપ ઉભો. તે કાંઇ બોલવા ઇચ્છતો હતો, મગર તે અંદર અને અંદર ગુંગળાયા કરતો હતો, જાણે તે બોલ્યાથી તેનાં ઉપર એક જબરદસ્ત આફત આવી પડનાર હોય તેમ.

આયદે તે બોલ્યો. "હું તને ઘણી ખુશીથી મદદ કરતે, પણ—પણ—એક ઘણી મોટી નડતલ વચ્ચે છે."

"એક મોટી નડતલ!" કરનલે એક જબ્બરદસ્ત બરાડ પાડી. "તે શું છે?" તેની અધીરાઇ નહિ કાબુમાં રખાએ તેવી હતી.

"એ અત્યાર અગાઉની પરણેલી છે!"

લીંઓ પોલ્ડ વૉન બ્રેન્ડરટેન અચંબથી ઉછળ્યો; અને તેની સામે ઉભેલા સખ્શને ઘણાં ઝનુનથી તોટે બાઝી પડયો.

"કુત્તા, જાસુસ, જુઠા!" તે દાંત કચકચાવી બોલ્યો. "મ્હારી મશકરી ઠઠ્ઠા કરવાની હીંમત કરેછ? તેં મને કસમ પર કહ્યું'તું કે એ તો ત્હારી દીકરી છે."

લીંઓનું પટળું શરીર ધ્રુજી રહ્યું. તેનાં દાંતો અને જડબાં જાણે ભાંગી જતાં હોય તેમ તેને લાગ્યું અને તે ઘણી મુસીબતે કરનલની મજબુત જકડમાંથી અળગ થઇ શકયો.

"એ તો મ્હારી દીકરીજ છે," ખોલાસાથી દમ લેવાની કોશેશ કરી તે બોલ્યો.

"ત્યારે જુઠું કાંય બકી મુઓ?" પસીનાથી ભીંગાએલાં તને ખુરસી પર બેસી જતાં વૉન બ્રેન્ડસ્ટેન બોલ્યો.

"હું જુઠું નથી બોલ્યો. એ એનાં ગામનાં કોઇ મીલર સાથે પરણેલી હતી. જ્યારે મેં એને મ્હારી ફાંસમાં લીધી ત્યારે તો તે લડાઇ પર જવા માટે લશકરમાં જોડાઇ ગયો હતો; એ લોકો ફકટ એક અઠવાડીયું થયુંજ પરણેલાં હતાં."

"એનું નામ શું છે?" કરનલે કડવાસથી પુછયું.

"પીએર લરૂ."

એક ધીમું કઠોર હસ્તુ કરનલના હોઠોમાંથી બાહર પડયું. "હં ત્યારે એ! ઠીક–હરીફ તો ઠીક મળ્યોછ. વેલ, એનો શીકાર તો મ્હારા હાથમાં સહીસલામત છે. એક અઠવાડીયાં માટે પરણેલી મોહરદાર ઘણી જલદી વિધવા થઇ શકશે. સમજ, લીંઓ, જો લડાઇ અને માંદગી પોતાનું કામ કર્યા જશે અને જો એવું બને કે તે તેની પરણેતરને પાછો જોવા કદીબી પામે નહિ તો તું મને ત્હારી સહાયતા આપશે કે? હું એને કંઇબી કરીને જીતવાનો તો ખરો, તે માટે તો ખાત્રીજ રાખજે.

"ત્હારે માટે હું મ્હારૂં બનતું કરશ," તે બેવફા ફ્રેન્ચમેને નરમાશીથી કહ્યું. "પણ—"

"પણ બણ કંઇ નહિ! કસમ ખા અથવા નહિં તો–"

"હશ!" તેણે એક ગાભરી નજર ઓરડાંની આસપાસ ફેંકી. બીહધેલા આવાજે કહ્યું "હું કસમ ખાંઉંછ."

"ગુડ અને અને હવે હું જાઉંછ મ્હારા ટગરાઓ હવે પછી હું તને જણાવશ તેટલાં, મ્હારી તરફનો એનો ગુસ્સો નરમ પાડી દેવાની તું વેત્રણ કરજે અને મ્હારો પ્યાર સ્વીકારવાથી તમો બન્નેને કેટલો બધો લાભ થનાર છે તે એને તું સમજાવજે. વળી પટાવી સમજાવીને એમ બી કેહજે કે ઝનુની આદમીઓ ઉપર એમ ફટાફટ ગુસ્સે થઈ ઉંચકે તે બી સારૂં નહિ." અને એક અર્થસુચક હસ્વું હસી તે ત્યાંથી જતો રહયો.

લીઓ મોંપ્રાટ, ત્યાર પછી, કેટલો વાર કાંઇ ખ્યાલમાં બેઠો. તેને તે છોકરીની કાંઇ દયા લાગતી હતી–તેને લાગ્યું કે તે જે હવે કરતો હતો તે ઘણું હતું. મગર જાણે તેમ કર્યા વિના તેનો કશો ચારોજ નહિ હોય તેમ તેને તેનું ડોકું ધુણાવ્યું. તેને તેનો પોતાનો સ્વારથ પ્યારો હતો; અને તેથી તે જે કરનાર હતો તેનાં ઉંડાણમાં એક કેવી મસમોટી ખાનાખરાબી અને ખસ્તે ખુહારી સમાઇ હતી તેનો તેને વિચાર આવ્યો.

"મને એ છોકરીનું ઘણું લાગેછ," તે બરબડયો;-"હું એને માટે ઘણો દલગીર છેઉં. પણ જો ફક્ત એ જરા વધુ સમજુ બની એનાં પ્યારનો સ્વીકાર કરતી હોય તો એ પોતેબી કેટલી સુખી થાય અને હું બી કેવો સહીસલામત થઇ જાઉં!"

તે ત્યાર પછી પોતાનાં ઓરડામાં ગયો, કે જ્યાં થોડીજ ઘડીમાં સઘળી ફીકર ચીંતા વિસરી જઇ શાંતીથી ઉંડી ઉંઘમાં પડયો. વાંચનાર મેહરબાન, તેનીજ પાસેનાં રૂમમાં તેની કમનસીબ દીકરી ભોંય ઉપર, પોતાની અસહ્ય વેદના નહિ સહન થઇ શકાતાં, ચત્તીપાટ

મુર્છીત, આજુબાજુનાં કશાંબી ભાણુ વિના, પડી હતી! તે એક જાતની નિરાંતવાળી ઉંઘ હતી, કે જે એખલામાંજ તે બિચારીને ફક્ત થોડા વખત માટે પુરતો આરામ અને કરાર મળતો હતો!

---

# પ્રકરણ ૧૩.

---

છ દીવસ પસાર થઇ ગયા અને સાતમે દીવસે તે હેરેમંદ પાછો તે ફુલને પ રવતો આવ્યો. તેની લાંબી ગેરહાજરીથી તેણીને ઘણી શાંતી મળી હતી અને તેણી માનવા લાગી કે તે હવે ફરી તેણીને સતાવતો આવશે નહિ; પણ પછી જ્યારે તેણીએ તેણીને તેની એબલગામણી ફાંસમાં એકવાર ફરી ફસાએલી જોઇ ત્યારેજ તેણીએ જાણ્યું કે તેણી તેણીનાં અનુમાનમાં જબરી ઠગાઇ હતી.

તે એક કાવત્રુંજ હતું—તે બે બેરેહમ બદમાશોનું તે એક સરીયામ હીચકારૂં છટકુંજ હતું, કે જેમાં તે પવિત્ર પરણેતર આસાનીથી ફસી પડી. તેણી રાતનાં હવે ફરી કદીબી તેણીનાં બાપનાં મીત્રોની પહેરોણાગત કરવા ઉતરતી નહિ. તે દયાહીણ બાપનાં તકાજાઓ અને આજીજીઓને સરીયામ તુચ્છકારી કાઢી તે હવે કદીબી રાતનાં જુગારખાનામાં નીચે આવતી નહિ; તેથી એક બપોરે, અગાઉની ગોઠવણ મુજબ, કરનલ આવ્યો. તે બાપ બેટી નીચે બેસી વાતો કરતા હતાં અને જેવો કરનલ તેઓ આગળ આવ્યો કે તરત

નિનેટને છટકી જવાનો કશાબી માર્ગ આપ્યા વિના એક ક્ષણમાં મોંપ્રાન ત્યાંથી ઉઠી ગયો અને બાહર જઇ ઓરડાનું બારણું ધાંકી દીધું.

તેઓ ત્યાં તદન નવરાં એકમેકને ધુરકતાં ઉભાં, એ ફોલાદી હૈયાંનો પાધરી અને તેની જાળમાં ફસેલી હરણી!

"શું ત્હમારાંજ ફરમાનથી મ્હારી ભણી આવી વર્તણુક ચલાવવામાં આવેછ?" તેણીએ તીખાસથી પુછયું.

તે હસ્યો—એક એવું નિર્દય મજાક કરતું હસવું કે જેને તેણીનાં ગુસ્સાને ત્રણ ગણો વધારી મેલ્યો. "હા, એજ મ્હારૂં ફરમાન છે, કેમજે ભલમણસાઇ ત્હારી તરફ દેખાડવામાં આવેછ ત્યારે તેની તું કદર બુજી નહી જાણતી."

"અને તેથી ત્હમે મ્હારા ઉપર જાસ્તી ગુજારોછ—ઘણું બાહદુરી ભર્યું કામ! પણ હાલેની લડાઇમાં ખુદ ત્હમારા દેશ બંધુઓએ જે જે માણસોને નીચું જોવાડે એવું ક્રૂર, હેવાન્યતપણું કરી બતાવ્યુંછ તે જોવા પછી હું જરાબી અજાયબ નથી થતી કે એવીજ રીતનું નીચપણું, એક કમીની કમજોર અબળા ઉપર ત્હમે ગુજારશો."

"આજે તું જેમી બોલશે તેનો મને ગુસ્સો નથી લાગવાનો," તેણે ઠંડાઇથી જવાબ દીધો. "તદારે ગમે તેટલી તું તીખ્ખી થયા કરની! આજે તો તું સીંહનાં સપાટામાં સાબુત સપડાઇ ગઇછ."

"ત્હમે મ્હારી પાસે શું માંગોછ?" તેણીએ શીઘ્રતાથી પુછયું

"ઘણું; પહેલ્લું તો હું જાણુંછ કે મેં મ્હારી છેલ્લી મુલાકાત વખતે તને માહસા ગરમ સ્વભાવની મોહકાણે, ગુસ્સે કીધી'તી, તેથી તેની હું ત્હારી પાસે માફ માગુંછ."

"ત્હમારે ગમે તેટલી તે માગ્યા કરો."

"અને તે તુ મને નહિ બક્ષશે ?"

"નહિ–તે હુ' ત્હમને બક્ષનાર નથી."

"ઠીક છે. પણ તેનું પરીણામ શું આવશે તે તને ખબર છે?"

"હું એવી કુરતાજીભરી ભપકીથી દબી જાઉં એવી પોચ્ચી મટોડીની છોકરી નથી."

"છોકરી, છોકરી, તને મ્હારી સાથે મીત્ર થવું જ પડશે. સમજ અને જો કે મ્હારી સત્તાની સામે થવા અને મ્હારા પ્યારને ઠોકડે મારવા માટે તું કેટલી બધી મુરખ બનેછ. શું તું નથી જાણતી કે કોઇબી ઘડીએ ત્હારા દેશનાં સરકારનાં હાથમાં ત્હારા બાપનું પાંખડું આપી દેવાની મ્હારામાં શક્તિ છે? શું તું નથી જાણતી કે મહારા મોઢેથી એકજ શબ્દ બાહર પડતાં તેની ગરદન જલ્લાદનાં છુરાને સવાધીન થઈ જશે? તો પછી યાદ રાખ, ઓ બેવકુફ છોકરી, કે તેનાં લોહીની તું અને તુંજ એખલી જવાબદાર લેખાશે."

"બૈરાંઓને દબરાવવાનું કામ હીચકારાં માણસનું છે અને નહિ કે ત્હમારા જેવા એક કરનલનું!" તેણીએ બાહરનાં દરેક તુચ્છકારથી જવાબ કર્યો મગર બાતેનથી તો તે ભયંકર ધમકી સમજી તેણી બધી ધ્રુજી ધપકી રહી હતી અને તેણીનો મુખડો સરીયામ ફીકકો ફ્ચ મારી આવયો હતો.

"તે ઉપરાંત," તેણીનાં શબ્દોની ગણના કર્યા વિના, તેણીનાં ચેહરા ઉપર તેનાં બોલવાની થતી અસર ઘણી બારીકીથી તપાસતાં તેણે

કથોર સાહદે જારી રાખ્યું, "તે ઉપરાંત હું ત્હારા પેલા સુરીયાણા મીત્રને એક કુત્રા મીસાલ 'ટ્રીટ' કરવાનો હોકમ આપશ, જ્યાં સુધી તે કુત્રાનાં મોહટે મરશે ત્યાં સુધી. તે મરતો બી તનેજ શ્રાપ દેતો જશે–તેની છેલ્લી મરતી પળે.બી તે તને તેનાં દુઃખ દેનાર તરીકે માની કડવામાં કડવા શ્રાપ દેવામાં ગુજારશે! તું જાણેછ, તે મ્હારે માટે શું માનેછ તે!"

તેણીનાં મોઢાં ઉપરથી લોહીનું એકેએક ટીપું ઉડી ગયું. તે દયાહીણ શબ્દો સમજી તેણીનું હૃદય ચાલતું ગોયા અટકી ગયું અને તેણી ચીરાયલી આંખે, ધમણ મીસાલ હાંફતી છાતીએ, તે સંગદીલ પીશાચને જોતી ઉભી.

"ઓ ખોદા, ત્હમે મ્હારે માટે એના કાનમાં શું ઝેર રેડયુંછ?" તેણીએ તેણીની ફાટફાટ થતી છાતી ઉપર પોતાનો કોમળ કર ધરી રાખી દેહસ્તથી થરથર ધ્રુજતા અવાજે કહ્યું.

તે ખડખડાત હસી પડયો. "ઓહ આખરે મેં ત્હારી લાગણી ઉશકેરી!" તે બોલ્યો; "તે તને મ્હારી ગંજાવર દોલતની ભાગ્યણ–મ્હારાં જીગરની મુર્તી અને તેને વધુ દુઃખમાં ગરકાવ કરનારી, મ્હારાં કાવત્રાંઓની ભાગ્યણ–તેની મુદદઇ–તરીકે માનેછ."

તે સંગદીલ શબ્દો સમજી ખુદ તેણીનો આત્મા ગેરઇનસાફ અને ભયની ચીસાચીસ પાડી રહયો! "ઓ ખોદા, શું એ બધું ત્હમે તેને કહ્યું?" તે બાપડીએ જાણે તેણીનો જાન જોતજોતામાં ઉડી જતો હોય તેમ અગાધ ગમીથી દબાએલા અવાજે કહ્યું. 'ડીયર હેવન! ત્હમે માણુસ છેઓ કે હેવાન?"

"મને ત્હારી ભણીનાં પ્યારે જે બનાવ્યોછ તે હુ છું."

તેણી એકાએક તેનાં પગ આગળ ફસડાઇ પડી અને આંજુ-
ઓનાં ધોધમાર વરસાદ સાથે, ડચકાંઓથી બધા ગુંગળાઇ જતા
સાહદે, તેણીનું માથું તે રાક્ષસનાં પગ આગળ મુકી બોલી, "ઓહ,
વાસ્તે ખુદા, દયા કરો," તેણીએ કળવાઇને પોકાર કીધો; "મેં એવું
તે શું કીધું છ કે તેનું વેર આવી રીતે તહમે મ્હારા ઉપર લેઓછ?
થોડાક મહીનાઓ અગાઉ તો હુ એક ખુશાલ જીમરની, નિરદોષ
છોકરી હતી અને હવે–ઓ, ખુદા, હવે મ્હારી આંખોમાંથી આંજુ-
ઓને બદલે લોહીની ફુટતી શેરોબી, મ્હારાં અંતરનાં દુઃખને કમી
નથી કરી શકતી! અરે, તે છતાં તો હુ અસલનાં જેવીજ નિર-
દોષ, નિષ્કલંક, પાક છેઉં. મેં કશુબી ખોટું કર્યું નથી–કદીબી
મને લજવાવે તેવું પગલું ભરયું નથી! અને તહમે મને
તેની નજદીકમાં એટલી હલકી, એટલી બદચલણની, એટલી
બધી બુરી ચીતરીછ કે હવે તે કદીબી મ્હારે માટે સારો વિચાર
લાવી શકશે નહિ—રે, મ્હારાં મોહત પછીબી તે મને મીયાસથી
યાદ કરશે નહિ! તહમે એક ઇનસાન છો–એક વખતે એક માતાનો
પ્રેમબી તહમે ધરાવતા હતા—શું તેણીની યાદ ખાતરબી તહમે
મ્હરો ઉપર દયા નહી કરશો? મને તહમારી ઇચ્છા પ્રમાણે બનાવી
તહમે શું લાભ મેળવવાનાં છો? તહમારી દોલત ખાતર—તહમારી
તે નકલીદી મોજ ખાતર મને મ્હારી પાસે મહારા આત્માની પવિત્રાઇ
નો ભોગ અપાવી તહમે શું મજાહ મેળવવાનાં છો? જો તહમે

મને એક ગુલામડી કે જે પોતાનાં છુટાપણાનાં ખરીદનારને દુન્યાંના સૌથી ઉંડામાં ઉંડા ધીક્કારથી ધીક્કારેછ તે તરીકે વેચાતી લેશો તોં તહમને શું મજાહ મળવાની છે? હું તહમને ધીક્કારૂંછ—નહિ કલ્પી શકાએ એવા નફરતથી હું ત્હમારી ભણી જોઉંછ, ત્યારે મ્હારા ઉપર જુલમ વરસાવી ત્હમે શું ફાયદો મેળવનાર છો? મ્હારો પ્યાર તો એકને અપાઇ ચુકયોછ અને તે પ્યાર ફરી કદી કોઇને મળનાર નથી. શું ત્હમારી દોલત ઉપર પરણવા તૈયાર થતી છોકરીઓનાં તોટા છે? ઓ, ત્યારે, મ્હારી દુઃખી નાસબર જીંદગીને વધુ શા માટે સીહા કરોછ? હું ખોદાનાં નામથી માંગી લેઉંછ કે હવે ત્હમે મ્હારો પીછો મુકી દેઓ! શું મ્હારી આટલી બધી આજીજી છતાં ત્હમારી દયાનું દાન મને નહિ આપશો?"

"અને શું તું મ્હારી આજીજી ખાતર ત્હારી ખુબસુરતીનું બલીદાન નહિ આપશે?"

"ઓ, ખુદા. નહિ—નહિ—!"

"શું તેની જીંદગી બચાવા ખાતરબી નહિ? તેને તેનું છુટા પણું બક્ષવા માટેબી નહિ? ત્હારી તરફનાં ફકટ એકજ શબ્દે હું તેને છુટો કરી શકશ. તેટલું બધું કરવાની મ્હારામાં સત્તા છે. નિનેટ શું તેને ખાતરબી તું ત્હારી ખુબસુરતીનો ભોગ નહિ આપશે? ત્હારૂં અંતઃકરણ મને નહિ વેચશે?"

"નહિ, ત્હમે મને મારી નાખો, તે ઘાટકી કામ મ્હારી પાસે બજાવવા પેહલ્લાં ત્હમે મ્હારા જાનને કબ્જ કરી લો." તેણીએ ક કળાત કરતી ધપે કહયું.

"નહિ, તેટલુ બધું કરવાની કશીબી જરુર નથી," તે ઠંડા, લાગણી વિનાના અવાજે બોલ્યો. "તું હજુ ઘણી જુવાન છે—નાદાન છે. ત્હારૂં જોર હવે ઝાઝો વખત સુધી ટકી શકવાનું નથી. આખર કરેને તું એક કમજોર અબળા છે, તેથી જરાક જેટલી જાસ્તી ધીરજ રાખવાનું હું મ્હારાં મનને સમજાવી શકશ, નિનેટ."

તેણી ઉછળીને ઉભી થઇ અને સરીયામ જીવ પર આવી ગએલી, તેને 'ચેલેન્જ' કરતી ધબે તેના કાળા, કદરૂપા ચેહરાને ટગટગર જોવા લાગી.

"હું ત્હમને એક વખત તો કહી ચુકીછ છે કે હું ત્હમને ચાહી શકતી નથી. હજુ વધુ શું ત્હમે માંગોછ ?"

"હું તને કેળવવા માંગુછ મા બૅલ. તું એક સકળા જેવી ઝનુની અને જંગલી છે. વેલ એક સકળા માફકજ હું તને કેળવશ સુધારશ, સંભાળશ અને મને ચાહતાં શીખવસ. તું ઉછાછળી ઉધ્ધત અને મમરૂર છે—તે સઘળી ખુબીઓ કે જે મને ત્હારા ભણી વધુ અને વધુ દીવસોનાં આગળ વધવા સાથે પ્યારથી ખેંચે છે ! વેલ, તે બધા ગુણદોશ સુધારવાની વાત તો પછી થઇ રહેશે. હાલ તો ત્હારી પાસે હું જે માંગુછ તે મને આપ, નહિતો ત્હારી બેવકુફ હથને ખાતર હું ત્હારા બાપ અને ત્હારા થતા ભરથારનો બરાબર રસ્તો કરી મેલશ."

તેણીએ ચુપકીદીમાં તે બદસુરત ચેહરાને ઉંડા ધીટકારથી ભરપુર આંખે જોયો. તેણી તેની ભણી તે ઘડીએ કાંઇ એવી તીણી તીરસ્કાર ભરેલી નજર ફેંકતી હતી કે તે શબ્દોનાં કરતાંબી ઘણી

વધારે અસર ઉપજાવી શકી અને તેના લોખંડી જીગરમાં, ફક્ટ એક બે પળોજ શરમીંદગી અને પશ્ચતાપની લાગણીઓ ઉતપન થઇ.

"હું તો અજબ થાઉંછ કે તે માહનામી સાહેબે મરદોને પેદાજ કાંય કીધા હશે?" તેણી બરબડી. "તે મરદો નથી, પણ સેહતાન–ખવીશી ખસલતનાં હેરેમંદો છે."

તે બેધડક મોટેથી હસી પડયો.

"મરદોને બી ઓરતો માટે ઘણીવાર એવુંજ વિચારવું પડેછ, માઈ ડીયર" તેણે કહયું "પણ જવા દે એ ફોકટનાં ટાહેલાં. સમજુ થઇ જા, નિનેટ, અને ઘણું અસુરું થાએ તે અગાઉ મ્હારી મરજીને શરણે આવ. તું ઝાઝો વખત નથી ટકવાની. હમણાં તું ઉછાછળી છે–મગરૂર છે—ઉધત છે અને તેની અસર હેઠળ અમથી સામે થાએછ. ત્હારૂં જોર ટકી શકવાનું નથી. ત્હારો ધણી તને ધીકકારેછ—તે તને તેની મુદઇ માનેછ—તહારે—"

"ઓ, ખામોસ!" તેણીએ ચીસ પાડી કહયું.

"એ બધું તું સમજી નથી શકતી. તે તને આતશ મીસાલ ચપકા દે છે; કારણ? હા, હું સારી રવેશે જાણુંછ કે એક અબળા પોતાના પ્યાર રસને ફોકટનો ઘોળાઇ જતો કદી બી દેખી શકતી નથી," તેણે મજાક ભર્યા સાદદે તેણીને પજવવાનું જારી રાખ્યું. "વેલ, તું જરાબી સંશય વિના નીરદોશ છે, અને તોબી ગુનાહની કાળી ટીળી તો દુન્યા ત્હારે માથેજ ચીટકાવેછ. અમથી હુજ્જત કર્યાથી ત્હારૂં શું વળવાનું છે? ત્હારો થતો બેવકુફ માટી તને ઘેરબાર તજી આવીને અહીં તેના એક આગલા 'લવર' સાથે

રહેલી માનેછ, અને તે એક 'લવર' તરીકે તે મને ગણેછ. મુ સી, ના પાડયાથી તું કશું મેળવી શકવાની નથી, ગમે તે કસમો ખાશે–ગમે તેટલી ત્હારી નિરદોષતા પુરવાર કરવાનાં તું વળખાં મારશે તો બી તે તો કદી ત્હારાં પાક ઇમાનમાં માનવાનો નથી. કેમ, હવે તું ત્હારી મુરખાઇ જોઇ શકેછ?"

"હું તમારી દુષ્ટતા સારી રીતે કલ્પી શકુંછ. જો હજીબી મ્હારો તમારી તરફનો ધીકકાર વધુ ઉંડો થઇ શકતો હોય તો આપ તમારા નીચ શબ્દોથી છે."

"હશે, તેની મ્હને પરવાહ નથી," તેણે સહેજબી શરમીંદગો બન્યા વિના જવાબ દીધો. "હું તને વિચાર કરવાનાં બીજા છ દીવશો આપુંછ. સાતમે દીવસે હું અંહી પાછો આવશ. પણ યાદ રાખજે કે એ છ દીવસોમાં ત્હારા ભરથારની જીંદગીમાં દર દીવસે સતાવણીઓ વધતીજ જશે. તેની તબીયત ઘણી નબળી છે અને તેની પાસે રોજનું સખ્ખતમાં સખ્ખત વહીત્રુ' કરાવવામાં આવશે. કેમ, હવે શું કહેછ?"

"શું કહેછ, પુછોછ?" તેણીએ બીડેલાં દાંતોએ તેણીની છાતીમાં ઉભરાતો તીરસ્કારનો ઉભરો બાહર કાઢતાં કહયું. "શું કહેછ, પુછોછ! હું જાણવા માગુંછ કે મ્હારા જેટલું જોર અને ઝનુન એક અબળાએ કદી બી એક મરદનું ખુન કરવા માટે ધરાવ્યું હશે કે?" તેણી કાંઈ એવી બીહક લાગે તેવી ફીસમે તેનાં બેડોળ મુખડા ભણી ઘુરકીને જોવા લાગી કે તે હીચકારો

એક બે પળ તો એમજ સમજ્યો કે તે ખચ્ચીત જીવ ઉપર આવી જઇ એક ઝનુની વાઘણ પેરે તેને ગળે વળગી પડશે.

તેણે, ત્યાર પછી બારણું ખોલાવ્યું; અને તે ખોલતાં સાથેજ તેણી તે કંગાળ ધામમાંથી તે કંગાળ મરદોની ધીકકારભરેલી હાજરીમાંથી કમાનમાંથી છુટેલાં તીર માફક ભાગી જઇ પોતાનાં ઓરડામાં ભરાઇ બેઠી, અને ત્યાં જઈ ખેદજનક આંસુઓનાં દરી આવમાં ગરક જવાને બદલે ઘણાં દ્રઢ દેખાવથી તેણીએ એક બે પળમાં પોતાનાં મનથી નકકી કરેલા કશા 'પ્લાન' ઉપર લાંબો દરીઆફ્ત ચલાવવા લાગી. તેણી લાંબો વખત વેહર વિચારોનાં ઉંડા ગારમાં ગરક ગઈ અને સેવટે એક ચોકકસ નિશ્ચય ઉપર આવી અટકી.

"મેં એક વખતે તેને નુકશાન કીધુંછ—તેને ગેરઇનસાફ કીધો છ," તેણી મનસે મકકમતાથી બબડી. "પણ હવે હું તેમ કદી થવા દેવશ નહિ—કદી, કદીબી નહીં!"

---

## પ્રકરણ ૧૪.

---

બીજે દીવસે બપોરનાં લીંઓ મોંપ્રાટ પોતાની બેટીને શોધતો તેણીનાં ઓરડામાં ગયો તો તેને તેણીને બદલે તેણીનાં હાથે લખાએલી બે બોલની એક ચીઠી સાંમી મળી. ભયંકર રાત્રે તે તેનો

પલીદ આશરો તજી, સેવટની સલામનાં માત્ર બે બોલ લખી કેડે જતી રહી હતી.

"તમે મ્હારો ભરમ બીજાને આપ્યોછ. આપણી વચ્ચેનું સાટું મેં તોડી નાખ્યુંછ."

તે એટલાજ શબ્દો હતા કે જે વાંચતાં તે મતલબી બાપ ધાસ્તીથી સરીયામ સકમબકમ થઇ ગયો. તેનાં હીચકારા જીગરમાં તે તે શબ્દો વાંચતાં એક એવી બીહકની લાગણી વ્યાપી રહી કે તેનું આખ્ખું શરીર તોફાનમાં ફસી પડેલી એક નાવ પેરે ધ્રુજવા લાગ્યું. "જતી રહી-નાહસી ગઇ!" તે સરીયામ ગાફેલ જેવો બની પોકારી ઉઠયો; "હેવન! હવે હું શું કરશ? એના દીલમાં દયાનો એક બી છાંટો નથી અને હું એનાં હાથ હેઠળ દબાએલો છું. ઓ, ખુદા; મ્હારે શું કરવું જોઇએ?"

તેજ પળે એક ભારી, ખરઅચડો હાથ તેનાં ખભાં ઉપર આવી પડયો અને તેનાં કાને તેનાં દુશમનનો કથોર અવાજ અથડયો.

"એવીજ તેં સંભાળ લીધી કે? તે પંખેરાને તેં ઘણી સેહલા-હથી છટકી જવા દીધુંછ!"

તે ફ્રેન્ચમૅન તેનાં દયાહીણ મુદ્દઇની કપટી આંખ દેખી એક હીચકારા મીસાળ બધો ધ્રુજી ધપકી રહયો. "હું કશું સમજી શકતો નથી," તે બોલ્યો, "એ એક બોલબી બોલી'તી નહિ-કશી હીલચાલ બી તેવી એને દેખાડી'તી નહિ."

તે મોટે હસી પડયો. "યુ ફુલ, તું શું એમ ધારી શકેછ કે પોતાની બાતમી આપતી ઇધાણીઓ રાખી જવા જેટલી એ કાચ્ચી

પોચ્ચી હતી? જા-જા, ગમે તેવી પણ એક જાસુસ બાપનીજ બેટી!" તેણે મજાક કરતા અવાજે કહ્યું; "વારૂં. હવે શું કરવાનો વિચાર રાખેછ?"

લીઓ મોંપ્રાટ તે કરનલનું કોથું ભોપવા વાગ્યો. "શું?" તે બોલ્યો. "આપણે શું કરી શકીશું?"

"એને કેયથીબી શોધી કાઢવાની, અલબત. એનો પ.તો મેળવતાં કાંઇ ઝાઝી મુશીબત નથી નડવાની. અહીં આએ દેશમાં એને મદદ આપે એવો એનો કોઇ મીત્ર નથી. વળી, એનાં જરમન ભાષાનાં જ્ઞાનનાંબી વાંધા છે. એટલે ઝાઝી ફીકર રાખવાની કશી જરૂર નથી. તે ઉપરાંત, સોનું કાંઇબી 'સીકરેટ' ખરીદી શકે છે-તેની એક નહિ, પણ હજારો આંખ છે! આવતી કાળનો આફતાબ તળુ થાય તેની અગાઉ જો હું કાંઇ ખબર નહિ લાઉં તો મ્હારૂં નામ લીઓ પોલ્ડ નહિ." તેણે મગરૂરીથી મુછને વળ દઇ કહ્યું.

"ત્હારી સત્તા ઘણી અજાયબ જેવી છે," તેણે અજાયબીથી ફાટેલા ડોળે તે કદરૂપો ચેહરો ફીકરમંદીથી નિહાળતાં કહ્યું.

"તેથીજ કેહુંછ કે બચ્ચા, તુંબી ખુબ સંભાળજે!" મુછને ખુબ તરેહસે વલ આપતાં તે કરનલે તે હીચકારાને વધુ દાબતાં સત્તા ભર્યા અવાજે કહ્યું "એની માફક તું કાંઇ છટકી જવાની કોશેશ ના કરતો, નહિ તો અમસ્થી ગરદન છુંડાઇ જતી રેહશે!"

× × ×

તે શેહરનાં એક ઘણાં અંધારા અને ગંદા ભાગમાં આવેલી એક નાહની શેરીનાં છેક નાકેનાં ઘરમાં કોઇ બે અબળાઓ કપડાં

ધોઇને 'અસ્તરી' કરવાનાં કામમાં રોકાયેલી હતી. તે બંને માદીકરી હતાં કે જેઓ પોતાનો અતી ઘણો બારીક સંસાર લોકોનાં કપડાં ધોઇ આપી તેથી થતી આવકથી લઈ ચલાવતાં હતાં. તે બંનેનાં ચેહરા—જોકે જરાબી ખુબસુરત ન હતા તોપણ– ઘણાં પ્રમાણીક માયાળુ અને નમ્ર દીસ્તા હતા. સખ્ખત કામ કરી, પ્રમાણીકપણે પેટ ભરનારા વર્ગમાંની તે બંને જરમન સ્ત્રીઓ હતી.

"હવે જરા હાથ ચલાવ, ગ્રેટચેન," તે બુઢ્ઢી બાઇએ કહ્યું. "આજે બધી સાંહજે સાંહજ પડવા આવી ને હજી તો અર્ધું બી કામ નથી થયું. આજે તું બપોરની બાહર ગઇ તે ગઇ—જાણે મુવાંને મળવા ગઇ."

જવાંન ગ્રેટચેનનાં રોખસારાઓ બધા લાલ લાલ થઇ આવ્યા.

"આજે શેહરમાં જતાં તને કોણ મળ્યું'તું?" તે માતા કે જેણી દેખીતી કોઇ ઘણી ખુશ મીજાજી જઇફ અબળા હતી તેણી તેણીની બેટીનો ચેહરો નિહાળી હસીને બોલી. "આપરો હેન્ઝ બોહમૅરજ કેની? એઇઓ, લુચ્ચી છોકરી, મેં કેવું જલ્દીથી પારખી કાઢયું?"

"હા, વાહલાં મમા, હેન્ઝજ મને મળ્યા'તા." તે દીકરીએ જવાબ દીધો. "એવણ બિચારા આજે ઘણાં દલગીર ને ઉદાશ જેવા હતા. ગયે શનવારે એવણ અહીં આવ્યા'તા, ત્યારે જે પેલા કમનસીબ ફ્રેન્ચ સીપાહ વિષે વાત કીધેલી તેને માટે એવણ દુશમન પોતાનો જીવ બધો બાળી નાખેછ. તેની તરફ દેખાડવામાં આવતી ઘાટકી તોડછોડ જોઇ એવણને ઘણુંજ લાગેછ. એવણ તો એમજ કેહછ કે હવે એ બિચારો જરૂર થોડા વખતમાં મરી જશે."

"શુ તે ત્યારે એટલો બધો માંદો છે ?"

"હા, બિચારો માંદો તો છેજ, પણ એની તરફ વર્તણુક એવી તો ખરાબ ચલાવવામાં આવેછ, કે દિવસ જતાં એની જીંદગીની દોરી કપાતી જાએછ. તેને ગુપચુપ બધું ખમતો દેખી, જરાબી બબર્યા, ખબર્યા વિના તેને સખ્ખત કામ કરતો જોઇ, જોકે તે તો એક દુશમ્ન છે તોબી, મ્હારા માયાળુ હૅન્ઝનું તો બધું કળેજું કપાઇ જાએછ."

"ત્યારે બીજાઓ કરતાં એની તરફ ઘણી વધારે સખ્ખતાઇ દેખાડવામાં આવતી હશે."

"હા, હેન્ઝ એમજ બોલ્યા'તા. એવણ તો કેહતા'તા કે પેલા મુંવા એબલગામણાં નિડમાન્નનો એ બિચારા ઉપર કાંઈ ઘણો સખ્ખત દાંત છે; પણ બીજાઓ તો કહેછ કે નિડમાન્ન કરતાં કોઇ વધારે સત્તાવાળા માણસનું એ કામ છે, કે જેને ખાતર આવી ઘાતકી જફા નિડમાન્ન તે ગરીબ સોલજર ઉપર ગુજારેછ."

"હશ!" તે માતા પોતાનાં કામમાંથી એકાએક ચોંકી ઉઠી બોલી. "મ્હારી દીકરી એ શું છે?"

તેઓ કામ કરતાં થોભી ગયાં અને કાન દઈ સમજવા લાગ્યાં એક ધીમો, નબળો 'નોક', તેઓનાં બારણાં ઉપર થતો, તેઓએ સમજ્યો, "જા, અને જો કોણ છે તે, ગ્રેટચેન."

ગ્રેટચેન, આવે વખતે તેઓનાં ઘરનો ઉંબર પુંજતું કોણ આવ્યું હશે તેનાં ચિત્રવિચિત્ર ખ્યાલ સાથે બાહરનું બારણું ખોલવા

ગઇ. તેણીએ બાહરનું બારણું ખોલ્યું અને તેણીએ એક જવાંન અબળાનાં થાકીને લુસ થઇ ગએલા પાટળા આકારને બારણાંના ઉંબર ઉપર ફસડાઇ પડેલો દીઠો. બીજીજ પળે તે આકારે તેણીની દયાજનક, આજીજી કરતી આંખો ઉપાડી, તે ગભરાએલી અને ઓચંબો પામેલી આંખોમાં જોયું.

"દયાને ખાતર આ ઘરમાં તમો મને થોડાક વખત માટે આશરો અને એક પાણીનું ગલાસ આપી શકશો?" તદન ભાંગી તુટી જરમન ભાષામાં તે અબળાએ કાલાવાલા કરી કહ્યું.

"ખચ્ચીતજ, જરૂર," મુફલેસ, પણ દીલની તવંગર ગ્રેટચેન તે અબળાનો અવતાર બેઅવતાર જોઇ દયાથી દાઝી જઇ બોલી ઉઠી. "આવો, અંદર આવો. ગભરાવાની કશીબી જરૂર નથી."

તે અંજાણી અબળા ઉઠી અને તેણીની સાથે અંદર ઓરડામાં ગઇ.

"માયળાં," તે જવાંન બાળાએ પોતાની મા આગળ જતાં કહ્યું. "આએ બિચારી કોઇ રસ્તા વચ્ચે એખલી પડેલી છે. તે આપરે ત્યાં થોડા વખત માટે વિસામો લેવા માંગેછ. બિચારી પાણી પીવા માંગેછ, હું આપું?"

"અરે, હારે જરૂર." પોતાની બેટી પાછળ ચાલી આવતી તે કોઇ કમનસીબ જવાંન બાળાને દેખી તે દયાળુ દીલની અબળાએ ઉલસાહથી કહ્યું. "બેસ, માય." તેણીએ તે કોમલાંગી ભણી ફરીને વધાર્યું, "અમે હમણાંજ ભોણું કાઢતાં'તાં. ચાલ, આવ, સાથે બે બુક જમીએ."

"ફક્ટ એક પાણી ભરીને ગલાસ ત્હમે મને આપશો તો બસ છે, બાઇ," તે અંજાણી મધુરીએ તીણા, દુઃખથી દબાએલા અવાજે કહ્યું.

ગ્રેટચેને તે રસ્તા વચ્ચે ફસી પડેલી રમણીને સુખદાયક રીતે, આગળ સગડી ખેંચી એક ખુરસી ઉપર બેસાડી; અને તેણીની માતા કાંઇ તૈયાર કરી લાવવા રાંધણીમાં ગઇ. ઘણાંજ થોડા વખતમાં તેણીએ તે અંજાણી આગળ ગરમ ગરમ સુપથી ભરેલો એક 'બોલ' અને ચાર પાંચ ભુંજેલાં પાંઉની કાતરીઓ મુકી. તેણી તરફ મેહર બાની દેખાડનાર ભણી તે છોકરીએ આભારથી ભરેલી આંખોએ દીઠું.

"ત્હમે કેવાં માયાળુ છેઓ!" તે એટલુંજ બોલી શકી.

"માયાળુ? નોનસનસ!" તે જૈફ અબળાએ હસીને કહ્યું; અને પછી તે અજાયબ થવા લાગી કે આવા નમ્ર અવાજની તે ચેહરે નમુન અબળા એવી તે શું વિપત્તીમાં આવી પડી હશે કે ચાલતી છેક આવી ગલીચ શેરીમાં તેઓ પાસે મેહરબાની માંગતી આવી!

"હું ઘણી મોટી આફતમાં છેઉં," તેણી ભણી તેઓને આટલી હદની માયા દેખાડતાં જોઇ તેઓમાં પોતાનો સંપુર્ણ વિશ્વાસ મુકતાં તે કામિનીએ ગદગદીત કંઠે કહ્યું "આ દુન્યામાં મ્હારો કોઇબી મીત્ર નથી–હું ઘેર બાર વિનાની એક કમનસીબ કન્યા છું. આએ મોટાં શેહરમાં એવું મ્હારી દયા ખાતું કોઇ નથી, કે જેની આગળ હું જઈ શકું; એવું કોઇ બી આશ્રમ નથી કે જ્યાં હું થોડા વખ-તને માટે મ્હારા કળતા પગને આરામ આપી શકું. હું એક દુન્યાની દયા ઉપર છુટેલી કમબખત દુહિતા છું!"

"પુઅર ચાઇલ્ડ!" તે વૃધ્ધ બાઇએ દીલસોઝીથી કહ્યું. "કોઇ ત્હારી માએબાએ છે કે?"

"નહિ, તે તો બિચારી વરસો થયાં ગુજરી ગઇછ."

"અરે, છટ, પુઅર ચાઇલ્ડ! અને તું કેવી રૂપાળી અને નવજુવાન છે! તું અંહી શું કરશે?"

"તેજ હું જાણી શકતી નથી."

"તું કાંઈ અમારા દેશની નથી?"

"નહિ."

"વખત ઘણો ખરાબ છે, દીકરી." તે વડીએ દલગીરીથી કહ્યું. "દરેક જણ બણી હમણાં તો શકની નજરે જોવામાં આવે છે. પોલીસ ચાલુ જાસુસો અને રાજદ્રોહીઓની શોધખોળમાં ફરતા ફરેછ. તું ફ્રાન્સથી આવીછ કે? ત્હારી જબાં ઉપરથી હું કહી શકુંછ."

"હું નૉરમંડીથી આવી છું."

"તું કોઇ મોટે ઘેરની બાનું છે?"

"હું તો ફકટ, એક ખેડુત છું."

"ઓ, ખુદા! ત્યારે એવું તે શું ત્હારી જીંદગીમાં બન્યુંછ કે તું અહીં આવીછ? તું કેદ પકડાએલાંઓમાંની એક તો નથી'ની?"

"નહિ, થેંક ગોડ! આએ દેશમાં મને મ્હારી મરજી ઉપરાંત લાવવામાં આવી છે; મ્હારા ઘણાં દુશમનો છે-બધા પત્થરની છાતીનં હૈયાં વગરનાં! અને તેઓ મ્હારી પુથે લાગેલા છે."

"તેઓ તને પકડી પાડશે તો?"

"તો મોહત કરતાંબી બદતર ફેજે હું પુગશ."

તે દયાળુ અબળાએ પોતાની નિરદોષ મુખડાની એકપુરી બેટી ભણી દીઠું અને તે મીત્ર ને ઘરબાર વિનાની ખુબસુરત મહિલા માટે એક માતાનાં પ્યાર, એક અબળાની દીલસોઝીથીજ તેણીનું જીગર ભરપુર થવા લાગ્યું.

"જો હું તને કોઇબી રીતની મદદકર્તા થઇ પડશ તો હું ઘણી ખુશી થવશ," તેણીએ નમ્ર અવાજે કહ્યું; "પણુ પેહલ્લાં મને એક ચીજ કેહ કે શું કંઇ ત્હારાં પાપે તને આવાં કંગાળ કીસમત ઉપર આણીછ?"

"ખોદા મ્હારો સાક્ષી છે—નહિ."

"ત્યારે તો હું તને મદદ કરવાનું મ્હારાથી બનતું કરશ, મ્હારી દીકરી."

"તમે ઘણાં ભલાં છેઓ," તે જવાંન અબળા બોલી, "પણ મને કોઇબી મદદ કરી શકશે નહિ. જો તમે મ્હારે ખાતર કશી આપદામાં આવી પડશો તો હું મને કદી માફ કરવાની નથી."

"તને બીહવાની કશી જરૂર નથી—સૌ સારૂંજ થશે. વારૂં, કોઇ ત્હરી પછવાડે લાગેલું છે? કોઈ તને શોધી તો નહિ કાઢે?"

"મને શોધી કાઢે એવાં ઘણાં લોક છે—બધા દયાહીણુ, લુચ્ચા, લાગણી વગરનાં, માણુસાઇ જાનવરો!" તેણીએ જુસ્સાથી જવાબ દીધો.

"પણ અત્રે ત્હારી શોધમાં કોઇ ત્હારી પુઠે નિકળેલું છે કે?"

"નહિ, રસ્તામાં હું કોઇને મળી નથી. મેં બધી સૌથી એકાંત, ગલી અને શેરીઓમાંથી મ્હારો રસ્તો કાઢ્યો'તો. તે ઉપરાંત મ્હારૂં ગુમ થવું તો તેઓ છેક આવતી કાલે બપોરે શોધી શકશે."

"સારૂં," તે બુધ્ધી બાળા બોલી; પછી વિચારવંત અદાએ પોતાની બેટી ભણી ફરી તેણીએ પુછ્યું, "ગ્રેટચેન, માઇ ગર્લ, તું એક ઘણી ચંચળ છોકરી છે. તું કાંઈ એવી યુકિત નહિ શોધી કાઢે, કે જેથી આપણે આએ ગરીબ છોકરીને તેની શોધ કરવા નિકળેલાની શોધ પુરી થાએ ત્યાં સુધી સહીસલામત છુપી રાખી શકીએ અને પછી જરાબી શક ઉપજાવ્યા વિના તેણીને તેણીનાં મુલક મોકલાવી દઇ શકીએ?"

તે જવાંન બાળા કેટલોક વખત વિચાર કરતી બેઠી, "એ આપરાંઓમાંની એક—એટલે ગરીબ મજુર વર્ગની—હોય એવું મુદ્દલ દીસતું નથી." તેણીએ કહ્યું; "જુઓની, તેણીનાં હાથોજ કેવા એક 'લેડી' જેવા છે!"

તે કોઇ અજાણી ખુબસુરત છોકરીએ ગ્રેટચેન ભણી ગુંચવાડાથી જોયું. "અરે, નહિ, નહિ." તે ચેહરામાં રાતી થઈ બોલી ઉઠી. "તહમે ભુલ કરો છો, મ્હારી માતા તો એક ખેડુત હતી—થોડાજ મહીનાઓ અગાઉ તો એક ખેડુતની, સાદી મગર પ્રમાણીક જીંદગીએ હું જીવતી હતી. હું એક લેડી છેઉજ નહિ."

"તહમે કહોછ તે મ્હારા માનવામાંબી નથી આવતું, બેહન," ભોળી ગ્રેટચેન તે નિરાધાર પહરોણાંને ખરાં દીલનાં વખાણથી નિહાળી બોલી; "પણ, થોભો—હું વિચાર કરીને કેહુ" પછી જરા વારે એકાએક વધાયું, "મને એક વિચાર સુઝયો છે.,'

"તું તો મ્હારી હંમેશની હોંસ્યાર દીકરી છે;" તેણીની માતાએ તેણીનો બરડો મગરૂરીથી પસવાડી કહ્યું.

"આપણો ફ્રીટઝ ગયા ઉનાળામાં અંહી આવ્યો હતો, ને તો ત્હમને યાદ હશે, વાહલાં માય!"

"ખચ્ચીતજ," તે માતાએ અજાયબીથી ડોકું ધુણાવી કહ્યું. "પણ એ ત્હારા પીત્રાઇ બાહની ગઇ આમદ આપણને શું ખપની છે; મ્હારી બેટી."

"ધીરજ, મમલાં ડોયર, ધીરજ." ગ્રેટચેને હસી કહ્યું, "એ એનો ખેતરમાં કામ કરવાનો બધો આખ્ખો પોષાક અહીં રાખી ગયોછ, તે તો ત્હમે ભુલી નહિંજ ગયાં હશો?"

"ખચ્ચીતજ નહિ. તે મેં થાનો કબાટમાં ઉચો કીધેલો છે અને તેને પેહલ્લી તકે તે પુગાડી દેવાની હું આર્જું કરૂંછ, પણ કામની મોહકાણને લીધે મ્હારાથી જરાબી બનતું નથી."

"બેહન, એજ પોષાક હું ત્હમને પેહડાવા માંગુંછ, કે જે પોષાકે ત્હમે ત્હમારા કત્તામાં કત્તા શત્રુને થાપ આપી શકશો," તે ચંચળ છોકરી બોલી. "હું ખાત્રીથી માનુંછ કે જો ત્હમે તેઓની સાંમેબી જઇને ઉભા રેહશો તોબી ત્હમને તેઓમાંનું કોઈ પારખી શકવાનું નથી. દરેક અહીં ત્હમારી ભાળ કાઢવા આવનારને અમે હીંમ્મતથી કહીશું કે ત્હમે ફ્રીટઝનાં બાઈ છો–ફ્રીટઝનાં બાઇઓ ઘણાં છે–અને કોઇબી ત્હમારી સાંમે તેનું પાપણ ઉંચકી શકશે નહિ. ત્હમે, તેથી, વાહલાં બેહન, ત્હમારી મરજીમાં આવે ત્યાં સુધી અહીં પુરતી સલામતી સાથે રહી શકશો."

"પણ, એના વાળ, ગ્રેચેન અને એનો સ્વર્ગીય ચેહરો? તે એટલો નાજુક છે કે—"

"મ્હારા વાળનો ઘણો જલ્દી નિકાળ થઇ જશે," તે અંજાણીએ તે જવાંન, ઉદાર દીલની મેહમાણને હાથ પોતાનો આભારથી છલાછલ થઇ ગએલી છાતીએ દાબી ઉડી ઉભી થતાં, એકદમ કહ્યું. "ઓહ. હું ત્હમારો ઉપકાર કેમ વાળી શકશ? મ્હારા જેવી એક તદન પારકી પરાઇ ઓરત તરફ આટલી બધી આવી ત્હમારાં ખરાં દીલની દીલસોઝીનાં આભારનો બદલો હું કદી વાળી શકવાની નથી. ખુદા, ત્હમારું ઘણું ભલું કરો!"

"મ્હારાં બચ્ચાં," તે બુઢ્ઢી જરમન સ્ત્રીએ કહ્યું. "મનેબી એક દીકરી છે. સમજ કે ખુદાની મરજી, હમણાં છે તેથી ઉલટીજ કીસમનો, લડાઇનો રંગ કરી બનાવવાની હતે, અને જો મ્હારી દીકરી એક તદન પરાયા મુલકમાં દયાહીણ શત્રુઓની ફાંસમાં ફસાઇ ગઇ હતે તો શું મેં પોતે તેણીને કોઇનો માયાળુ આશરો મળે એવી રોજ ખરાં જીગરની બંદગી નહિ કરી હતે? તું એક મ્હારી દીકરી જેવી છે. ચાલ, બસ, હવે કાંઈ જાસ્તી બોલતી નાં."

તે છોકરી કશું બોલી શકી નહિ; તેણી ફકટ તેણીને દીલસોઝ આશરો આપનાર તે માના જેવી માયાળુ સ્ત્રીનાં ગુડણીએ પડી તેણીનો જૈફ કર આંખમાં દાબી ખામોશ રડયા કીધી—તે આભારથી ઉભરાઇ આવતાં આંસુઓ કે જે તેણીની દુઃખથી ચીરાઇ ફસકાઇ ગએલી છાતીને ઘણે લાંબે વખતે થોડો ઘણો આરામ બક્ષી શકતાં હતાં!

"ઉઠ, અને હવે જરા આરામ લે, બેહન," ગ્રેટચેને માયાથી કહ્યું. "તું ઘણી થાકી ગએલી છે. આવતી કાલે હારા વાળ આપણે કાપી કાઢશું અન તને ફ્રીટઝનો પોષાક પેહડાવી દઈશું, પછી બીહવાની કશી બી જરૂર રહેશે નહિ."

"તુંબી ઘણી ભલી છે," તે જવાંન રમણી ભોંય ઉપરથી ઉઠતાં આંખમાંથી અશ્રુઓ લુછી કાઢી બોલી "પણ હમારા લોકની સખાવત ઉપર મ્હારાથી અહીં રહી શકાશે નહિ. હું સારી રત્તે જોઈ શકું છું કે હમે ઘણા ગરીબ અને સખ્ખત વૈહાત્રું કરનારાં માણસ છો. મ્હારે ખાતર હમે વધારે મેહનત કરો તે મને સહેજબી ઠીક લાગતું નથી."

"તનેં ફીકર કરવાની કશીબી આવશ્યકતા નથી "તે બુઢ્ઢીએ કહ્યું "અમે તનેબી કામ આપશું. ગઇજ કાલે હું અંદેશામાં પડી'તી કે વધારામાં આવતું કામ કરવા માટે બીજા એક માણસની ઘણી જરૂર છે, તે કોણુને શોધવા જવુ. તને કેહેવાની ખાસ જરૂર છે કે કીલ્લામાં રેહતાં લોકનાં કપડાં ધોવાનુ કામ અમને મળેલું છે."

તે અંજાણી ચમકી અને તેણીએ તેણીનો ફીકકો ગમખ્વાર મુખડો તે બુઢ્ઢી અબળા ભણી ફેરવ્યો. તેણીની ચક્ષુઓમાં આતુરતા, ભય, આશા એ સર્વ એકત્ર વંચાઇ શકાતી હતી. "કીલ્લા માટે ?" તેણીએ ધ્રુજતા અવાજે કહ્યું "કીલ્લા માટે—કે જ્યાં કેદીઓને રાખવામાં આવ્યાછ તે ?"

"તેજ, મ્હારી દીકરી, પણ તું બીહેછ કાંય ? ગભરાવાની કશી જરૂર નથી. તને ચોકીદાર આવી અહીંથી કદીબી પકડી જશે નહિ

પણ જો તું ચાહશે અને જો ત્હારામાં પુરતું જોર હશે તો તું બેલાશક અમારી સાથે કામ કરી શકશે."

"હું ખુશીથી તે કામ કરશ."

"ત્યારે, હવે ચાલો, કઝીન હેન્ઝ" ગ્રેટચેને તે બાળાનો સુંવાળો કર પોતાનામાં લઇ હસીને કહ્યું. "ભલે પધારો, કઝીન હેન્ઝ હવે તો બા હું તો તેજ નામે બોલશ."

"આહ, લુચ્ચી છોકરી!" તે માતાએ લાડથી પોતાની બેટીને ગાલ ઉપર બે આંગળી મારી કહ્યું; "તેં એક એવું નામ પસંદ કીધુંછ કે જે સદા ત્હારાં હૈયાંનાં ઉંડા પડમાં સમાઇ બેઠુંછ." પછી તેણીએ તે અંજાણી બણી ફરતાં હસીને વધાર્યું, "દીકરી, મ્હારી ગ્રેટચેન એક હેન્ઝ બોહમેર નામનાં જવાંન સાથે આદરાએલી છે–એક ઘણોજ ભલો ને દયાલુ દીલનો છોકરો છે. એ અવાર નવાર અહીં આવેછ. અરે, પણ તું એટલી બધી ધ્રુજેછ કાંય? જો ત્હારી મરજી નહિ હશે તો તું તેને ના મળતી."

"નહિ, મને તેને મળવા ઘણું ગમશે," તે છોકરીએ ચમકતી આંખે આતુરતાથી કહ્યું; "ઓહ, હું કેવું ઇચ્છુંછ કે તે ભલા ગ્રહસ્થને હું જલ્દી મળું કે જેથી તેનાં મુખ્ું વાટેથી તેઓ કે જેઓ બીચારા ઘણાં બુરાં જીવતરે હાલમાં જીવેછ તેઓની કાંડણી સમજી શકું!"

"તું કેદીઓ વિષે કહેછ? આહ, પણ હું ભુલી, તેઓ તો ત્હારા દેશ બંધુઓ છે."

"વારૂ, તેઓમાં કોઇ ત્હારે લગતો છે?" ગ્રેટચેને પુછ્યું

"એક જણ," તેણીની ભારી ગમખ્વાર આંખો ભોંય ભણી નાંખી દેતાં ઘણાં દર્દમંદ અવાજે કહ્યું.

"દૈવયોગે તું તેને વિષે કાંઇ જાણુશે," તે માતાએ કહ્યું. "હેન્ઝ બોહમેર ઘણો માયાળુ દીલનો છે અને તે અવાર નવાર એ કીલ્લામાં સબડતા કેદીઓ વિષે અમારી આગળ વાત કરેછ. ખાસ કરીને એક કોઇ બિચારો છે તેને માટે તો એ ઘણું બોલેછ. તે બિચારાની સ્થિતિ ઘણી દયા ખાવા જોગ છે. તે કોણ જાણે શું બી સબબ હોય પણ હેન્ઝ તો કહેતો'તો કે, તે બિચારા તરફ બીજાઓ કરતાં ઘણી ખરાબ વર્તણુક ચલાવવામાં આવેછ. નિડમાન્ન કરીને કોઇ છે તે તેનાં ઉપર ઘણો જુલ્મ પાડેછ. મ્હારો હેન્ઝ તો બધો એને માટે પોતાનો જીવ બાળી નાખેછ."

"ત્હમે તેનું નામ જાણોછ?" પોતાની છાતીમાં ઉભરાઇ આવતું એક દચકું દબાવી, દાંત પીસી તે જવાંન મધુરીએ સવાલ કર્યો.

"નહિ, હેન્ઝે તે અમુને કહ્યું નથી. જો ત્હારી ઇચ્છા હશે તો હું તેને પુછી જોઇશ. તે છતાં, હું ઇચ્છુંછ એ ત્હારો કોઇ મીત્ર કે સ્નેહી નહિ હોય, કેમ જે હેન્ઝની વાત ઉપરથી સમજાએ છે કે, તેનાં ઉપર પાડવામાં આવતો જુલમ એક હેવાન્યત ખાસ્યત ધરાવતો શેઠબી પોતાનાં ગુલામો ઉપર નહિ ગુજારતો હશે."

"શું જરમની પોતાના જીતેલા દુશમનો તરફ એટલી બધી ઘાટકી રીતે વર્તેછ? ઓહ, શેમ!" તે અબળાએ જુસ્સાથી હવામાં હાથો પહોળા કરી, ખુરસી ઉપર પાછી ફસડાઇ પડતાં, કહ્યું.

"નહિ, એમ એકદમ તપી આવવાની જરૂર નથી, મ્હારાં બચ્ચાં," તે વૃદ્ધ સ્ત્રી આશ્ચર્ય પામી બોલી. "એ કાંઈ જરમનીનો વાંક નથી. એ બધી મોહકાણ ખાનગી કપટની છે. એવો 'કેસ' કાંઈ વારે ઘડીએ નથી બનતો. અમે કે જેઓએ તો ફક્ત તેનાં ઉંધા નસીબની વાત સમજી છે તેઓનેબી તેને માટે ઘણું લાગેછ! પણ કોઇનો ચારો નથી. તેને કોઇગી મદદ કરી શકે તેવું નથી."

"કોઇ નહિ!" એક ડચકું ખાઇ, આંખ ઉપર બંને હાથો ઘાંકી તે કોમળાંગીએ તેણીને મદદ કરનારાઓની હાજરી સરીયામ ભુલી જઈ ઘણી ઉંડી ગમગીનીથી નિરાશ થએલા સાહદે કહ્યું. "આહ, મ્હારા ખુદા, કોઈ નહિ! અને અરેરે, તેવે વખતે તેણી કે જે તેને માટે પોતાનો પ્રાણ પણ આપવા અત્યંત આતુર છે, તેણીનેજ–રે, તેજ દુર્ભાગણીને તે પોતાની મુદદઇ માનેછ!!" અને તેણી ધસા ધસ રડી પડી!

---

## પ્રકરણ ૧૫.

"લરૂ," બોહમેર તે કમનશીબ કેદીની લગોલગ જઇ કાન ઉપર પડી બોલ્યો; "હું ત્હારે માટે કાંઇ સારી ખબર લાવ્યો છું."

તે જીંદગીથી ધરાઈ ગએલા, હારેલા ,મારેલા કેદીએ તેની શોકાતુર ચક્ષુઓ તેનાં શુભેચ્છક ભણી ફેરવી. તે આંખોમાં અજાયબી

સેહજબી વંચાતી ન હતી. "મ્હારે માટે?" તેણે કગળીને પુછ્યું; "એવી તે શું ખબર તું લાવી શકયોછ કે જે મ્હારે માટે સારી છે? અરે, આએ કારાગૃહમાથી મ્હારો છુટકારોબી મને કોઇ પણ રીતનો આનંદ કે સતોષ આપી શકવાનો નથી."

"નૉનસન્સ! દરેક ચીજનો તું ભયંકર 'વ્યુ' લેછ." તે માયાળુ દીલનાં જરમને કહ્યું. "વેલ, હું ત્હારે માટે એક કાગઝ લાવ્યોછ. તે એક ત્હારાજ દેશનાં કોઇ શખ્સ મારફતેથી છે, એમ મને મ્હારી 'સ્વીટહાર્ટે' કહ્યુંછ. તેણી પોતે તેનાં સંબંધમાં કેમ આવી શકી તે એક ભેદ છે. હું પોતે પણ જાણતો નથી. પણ કદાચ કોઈ સારીજ ખબર હશે–કદાચ તને અહીંથી છુટકારો બક્ષી શકે તેને લગતું કાંઇ હશે. ખુદા ખબર શુંબી હશે તે પણ હું મ્હારાં ખરાં જીગરનાં દીલથી ઇચ્છુંછ કે આ દોજખખાનામાંથી હવે તું છુટે! નહિ તો હું ખાત્રીથી માનુંછ કે, તું જુલમ સેહવતાં જરૂર મરી જશે."

"એક કાગઝ? તું એક કાગઝ વિષે બોલ્યો'ની?"

"હા, અને તેબી એક ત્હારા દેશબંધુ તરફનું. સંભાળજે–કોઇ તને વાંચતાં નહિ જુએ. એ અહીં ગજવામાં મુકીને લાવવુંબી જાણે જીવ સીકકે ટાંગી આવ્યા બરાબર છે; પણ હું શું કરૂં? મ્હારી ગ્રેટચેને એટલા બધા કાલાવાળા કીધા કે હું એને ના પાડી શકયો નહિ. લે, હવે એ લઈ લે. પણ ખોદાનાં નામથી હું માંગી લેઉંછ કે તું તે હમણાં નાં વાંચતો." અને હેન્ઝ બોહમેરે તે ન્હાનો પેગામ તેઓની હીલચાલ ઉપર કોઇપણ શક લાવી ન શકે તેની ખાસ સંભાળ લઇ, તે કેદીનાં હાથમા સેરવ્યો; પીએર લરૂએ તે પોતાની છાતીમાં ઝટ દઇ સાંતી દીધો.

ગરીબડી નિનેટની તે એક ગોઠવણુ હતી; પેલાં બે માદીકરીનાં મેહરબાનીભર્યા આશર હેથળ આવ્યા પછી તેણીએ એક 'પ્લાન' રચ્યો હતો, જે જેટલો ધાસ્તીભર્યો હતો તેટલોજ નિરાશીભર્યો પણુ હતો, છતાં એક અબળાનાં પવિત્ર પ્યારે તે દોરવાઇ ગઇ અને સરીયામ જીવ ઉપર આવી જઈ તેને અમળમાં મુક્યો.

તેણી તેણીનાં ભરથારને બચાવવા માંગતી હતી—કેદખાનાંનાં જાલેમ બસમાંથી ઉગારી લઇ તેને સહીસલામત તેના દેશે, તેના ઘેરબારે, પોતાનું જોબી થાએ તેનાં લેશ માત્ર પણુ ખ્યાલ વગર તેણી પોંહચાડવા માંગતી હતી. તેમાં તેને બોહમેરની મદદ લીધી.

તેણીએ જ્યારે જાણ્યુ કે તે ગ્રેટચેનને પરણુનાર હતો અને તેણીમાં તેનો ઘણો પ્યાર હતો ત્યારે તેણીએ પોતાનાં ભરથારનાં કેદખાનામાંથી કેમ નાહસી છુટવું તેનાં 'પ્લાન' સાથનું એક 'લૅટર' તેનાં મારફતે મુકવા ગ્રેટચેનને દયાથી ઉશકેરી મુકી. બોહમેરે પેહલાં તો તે જોખમ પોતાને માથે લેવા સાફ ના પાડી; પણુ ગ્રેટચેનની આગળ તે નાચાર બન્યો.

નિનેટે પોતાનું નામ ખાસ જાવતમાં રાખવાનું તેની પાસે માંગી લીધું હતું; કેમજે, તેણી સારી રવેશે જાણુતી હતી કે, જો તેણીનું નામ તેની સમક્ષ દેવામાં આવશે તો, તે તેણી ભણી એટલો તો ક્રોધ અને ધીક્કાર ધરાવતો હતો કે, તે કાગળ વાંચ્યા વિનાજ તે ફેંકી દેશે, તેથી એક કોઇ તેનાંજ દેશનો વતની તેનાં ભલાંમાં હતો એવું તેને જણાવવાનું તેણીએ બોહમેરને કહ્યું હતું.

ઘેલી! સરીયામ ઘેલી તે બાળા! પોતાના ગુમાએલા પ્યારની નાસીપાસીમાં ને એટલી તો અટવાઇ ગઇ હતી કે તે કાગઝ લખી તેણીએ તેને એક કેવા જબરદસ્ત જોખમમાં નાખ્યો હતે તેનો માત્ર ખ્યાળબી ન આવ્યો. પોતાની દેવાન્યતમા તે બીલકુલ વિસરીજ ગઇ કે તે કમનસીબ ફકકો તેણીના ભરથારની છાતીમાં સમાએલી તેણી તરફની ખફ્ગી કમી કરવાને બદલે દશ ગણી વધારી મેળશે! રે, તે કલ્પીજ નહિ શકી કે તે કાગઝ તેણીને તેની ખરેખરી મુદદઇ માનવા માટે, પાછળથી, એક વધુ મજબુત સાધન થઇ પડશે.

પીએર લરૂએ તે કાગઝ તેનાં સીહા ઓરડામાં ચંદ્રમાનાં કીરણોની મદદ વડે ભરાઇ છુપાઇ વાંચ્યું અને તેનુ હૃદય આશાથી ગળે આવી અટકયું. છુટાપણું—આ જુલમગારોનાં બસમાંથી મ્હારી છુટવું—તેની ઉપર ગુજારવામાં આવતી સઘળી ક્રુરતા, સઘલો જુલમાત અને સઘળાં દુઃખને સેવટની સલામ કરવી! એ, તે વિચારજ કેવો તેની નિરાશાથી તુટી ગએલી છાતીમાં આરામ આણતો હતો! પરંતુ બીજીજ પળે તેનો ચેહરો ફીકકો પુણી જેવો થઇ આવ્યો; તેનાં નબળા હોઠો લાગણીથી ધ્રુજયા અને તેને તે લલચાવતું, મીઠી છુટ ભણી ખેંચી જવાનો રસ્તો દેખાડતું કાગઝ તેનાં હાથોમાં બચડી કચડી નાખ્યું.

“મ્હારૂં વચન! મેં મ્હારો બોલ આપ્યોછ,” તે બરબડયો, અને પછી નાસીપાસીથી તેને તેનું કંગાળ શરીર ઓરડાનાં એક પુરાં ફરનીચર—એક ભાંગી તુટી બાસ્ટી—ઉપર પછાડી નાખ્યું.

તેણે જોયું કે તેને માટે રાત્રીનાં ભયંકર મધ્યાણમાં તે કંગાળ કારાગૃહનાં દરવાજા પોખાળ ખુલ્લા હતા; બોહમેર તે વખતે પોહ-

રેગીર હોવે છુટાપણાંનાં માર્ગ ભણી જવા માટે તેની વચ્ચે પડનાર કોઇ ન હતું; મગર એક સીપાહ બચ્ચાનું સ્વમાન તેને હૈગે ચઢી આવ્યું. તેણે તેનો બોલ આપ્યો હતો કે જે તેને તેનાં ક્રૂર દુશમનો કરતાંબી વધુ મજબુતીથી આ દોજખી ધામમાં જકડી પકડી રાખતો હતો. તેણે તેનું મગરૂર શીર છાતી ઉપર અઢેલાવી દીધું અને તેની દુઃખની દાહેથી બળી મરતી આંખોમાંથી ટપક ટપક આંજુઓ ખરી પડયાં.

"ઓહ, ખોદા, કોઇ પરાયું મ્હારી દયા ખાએછ," તેણે વિચાર્યું "પણ એક કે જેને મેં એક વખતે મ્હારી જીંદગી અર્પી દીધી હતી તેજ એખલી મ્હારી બાગ્રી દયાહીણુ છે. ત્યારે હવે છુટાપણું કે સહીસલામતી મ્હારે શા ખપનાં છે?"

બીજે દીવસે બોહમેર મળતાં તેણે તેનો જવાબ ખાનગીમાં કહી દીધો, "વાહલા દોસ્ત, તે કોઇ મને તદન અંજાણ્યા મ્હારા દીલસોઝ મીત્રનો મ્હારી તરફથી ઘણો ઘણો ઉપકાર માની કેહજે કે જે તેને લખ્યુંછ તે તદન નહિ બનવાજોગ છે," પીએરે નમ્ર અવાજે કહ્યું; "કેમજે મેં મ્હારૂં વચન આપેલું છે.–એક સીપાહ બચ્ચાનો કોલ! બસ જયાદા હું કંઈ પણ કહી શકતો નથી." અને તે જવાબ સમજી જવાંન બોહમેરથી તે કેદીની છાતીમાં છુપાએલાં શુરાતન માટે હયરત થયા વિના રહી શકયો નહિ–તે દંગ થયો! અને તેનું જીગર દયા અને દીલસોઝીથી બધું ધ્રુજી રહ્યું.

જ્યારે તે તે પેગામ લઇ ગ્રેટચેન આગળ આવ્યો, ત્યારે તે જવાંન બાળાનાં અચંબાની બી કોઇ હદ રહી નહિ. "મ્હારા ખુદા,"

તેણીએ પોકાર્યું; "તે કેવો ભલો ને બાહદુર હોવો જોઇએ! અને હું તો એમજ ધારતીતી કે બધા ફ્રેંચ લોકો હીચકારા છે."

"દરેક દેશ અને દરેક પ્રજામાં ભલા અને બુરા માણસો હોય છે, મ્હારી મીઠી," તેણે જવાબ દીધો. "પણ આ શખ્સ તો એક ખરેખરો હીરો છે."

"ખરેખર, તે હોવોજ જોઇએ." તેણીએ કહ્યું; અને પાસેનાં ઓરડામાં તેઓની વાતચીત આતુરતાથી ઉથળાતી છાતીએ સાંભળતી કંગાળ નિનેટે પણ, તેણીની નહિ વર્ણવી કે કલ્પી શકાએ એવી દુઃખભરી સ્થિતી વચ્ચે, તેણીનાં તે શબ્દોનો પડઘો કર્યો.

"હવે હું શું કરૂં? ઓ દીનાનાથ, હવે હું શું કરૂં?" તેણી ચીરાઇ જતાં જીગરે માહ ખેદથી એખલી એખલી બરબડી. "તેને આવા ફેજ ઉપર પુગાડનાર હુંજ કમબખ્ત છેઉં. મ્હારીજ નબળાઇનો ભોળો ભોગ છે. ઓહ, તેને બદલે હું કાંય નહિ બધું ખમતી? તેનાં ઉપર વરસાવામાં આવતો જુલમ, તેને બદલે, મ્હારા ઉપર કાંય નહિ કોઇ વરસાવતું?"

જ્યારે ઓહમેર સાથે પ્યાર ભરેલાં ટાહેલાં કરી તેણીને પરવાર મળી ત્યારે ગ્રેટચેન, તેણી તેણીનાં તે 'પ્લાન'માં ફ્રનેહમંદ નિવડી ન હતી એવું કેહવા નિનેટ આગળ આવી; પણ તે બાળા તે દુઃખ ભરેલી ખબર તેણીને કહે તે અગાઉનીજ તે બાપડી તો તે નાસીપાસી ભરેલી ખબરની અસર હેથળ બેસુદ્ધ એક સાકડાં બીછાણાં ઉપર તુટી પડી હતી. ગરીબ તે! તે ધાટકી નાસીપાસીનો ઘા તેણીનું કોમળ જીગર ઉપાડી શકે તે કરતાં ઘણો જાલેમ પુરવાર થયો હતો.

સહવારૂં પડતાં તો તે કોમળાગી ભયભીત 'બ્રેન ફીવર'ની માંદ-ગીનાં ત્રાસજનક પંજામાં સપડાઇ ગઇ.

દીવસો વેહતા ગયા.

ધાસ્તી અને ફીકરથી ધ્રુજતાં જીગરે તે માદીકરીએ તેણીની ખંતીલી સારવાર કીધી. રખે કોઇ શોધી કાઢે કરી તેઓ તેણીને ડાકટરી મદદ પણ આપી શકયાં નહિ. તેઓએ તેઓનું બનતું કર્યું. ઘેરનાં જેટલા સાદા અને સુતરા ઇલાજો તેઓ જાણતાં હતાં તેટલા બધા તેઓએ તેણી ઉપર અજમાવ્યા; પણ તે સઘળી કોશેશો અને સઘળા ઉપાયો ભણી તેણી તો તદન બેભાન હતી. હાથપગની અછાડ પછાડ, માથાંની ઉંચકમેળ, વારંવાર બેસુદ્ધીમાં લવરો કરતી તેણી તેણીની ખરે ગને 'નર્સીંગ' કરનારાઓની આતુરતા અને ગભરાત વચ્ચે, દીવસો સુધી પડી રહી. દીવસો પછી અઠવાડયાંઓ વેહતાં ગયાં, અને વખતનાં વેહવા સાથે તેણીની માંદગી પણ ગંભીર રૂપ લેતી ગઇ.

આખરે તેણી મોહતમાંથી માંદગીમાં આવી. તેણીની જવાનીએ તે ભયભીત માંદગી ઉપર સરસાઇ મેળવી અને ધીમે અને ધીમે તેણી સુદ્ધીમાં આવતી ગઇ. અને દીવસો પછી તેણી પુર સુદ્ધીમાં આવી.

"એ જીવશે !" તે બુઢ્ઢી માએ આંખમાં આંસુઓ સાથે કહ્યું.

"હા, ભલા ખોદાની મહેરબાનીથી, હવે એ જરૂર જીવશે," એટચેને તે સીક બાળાનાં ગાળ ઉપર એક બોકી લઇ હર્ષીત જીગરે કહ્યું.

તે મધુરીએ પોતાનું તેજ તદન ખોઇ બેઠેલી, બધી અંદર ચાલી ગએલી આંખોએ તે મા દીકરી ભણી કાંઇ એવી રીતે જોયું કે તેઓની તે ખુશાલી વચ્ચે તેઓ દબાઇ જઇ સરીયામ ચુપ થઇ ગયાં.

"શું એ તે કાંઈ ખુશી થવા જોગ ચીજ છે?" તેણીએ, લગભગ ચીસ પાડીને પુછ્યું. પછી પોતાનો મુખડો દીવાલ ભણી ફેરવી નાખી નાચારી અને દુઃખનાં ધીમાં, ગરમ આંસુઓ ખેરવવા લાગી—તે આંસુઓ કે જે બાપડીનાં લોહીના એકબી છાંટા વિનાનાં ફીકકા રોખસારાઓ ઉપર છાગરા પાડયા બરાબરજ દાહે પેદા કરતાં હતાં!

———(૦)———

## પ્રકરણ ૧૬.

---

વખત પસાર થતો ગયો અને કરનલ વૉન બ્રૅન્ડસ્ટેનની નિનેટની શોધમાં નિષ્ફળતાએ તેનાં ક્રોધ અને ગુસ્સાને છેકજ વધારી મુકયો. તે હદ વીનાનો કોપાયમાન બન્યો. આજ સુધી કશીબી ચીઝે તેને આટલી હદનો નિરાશ કર્યો ન હતો અને તેથી એક નબળી છોકરી તેને આવી રીતે હંફાવી શકી હતી એ જોઈ તેનાં મીજાજ અને ખોફની કોઇ સીમાજ રહી નહિ!

જે દીવસથી નિનેટ પોતાનાં પીદરની નજીસ પનાહ તજી ગઈ હતી ત્યારથી તે આ ઘડી સુધી તેણીની કશી બાતમી તેને મળી ન હતી જો કે જે ગરીબડાં ઘરમાં તેણીએ આશરો શોધ્યો

હતો, તે ઘર પણ પોલીસની જુસ્તેજુઓમાંથી છટકવા પામ્યું ન હતું, છતાં કોઇ તેણીને શોધી શકયું નહિ. તેણીને પહેરાવવામાં આવેલો મર્દનો પોશાક તેણીને એવી સારી રીતે છુપાવી શકયો હતો કે તેણી ઘણી આસાનીથી તે પાપી આસામીઓનાં પંજામાંથી છટકી જવા પામી હતી. તે ઉપરાંત ગ્રેટચેન અને તેણીની માતા ગરીબ વર્ગમાં ઘણી માનવાળી બાળાઓ હોવાથી પોલીસને તેઓએ જે નિનેટ વિષે કહયું તે તેઓએ સહેજબી શંકા વિના માની લીધું અને નિનેટને કશીબી હેરાનગતીમાં લાવ્યા વિના તેઓ ચાલી ગયાં હતા. વળી જ્યારે નિનેટની ગંભીર માંદગી વખતે તેઓ તેણી પકડાઇ આવે તે કાજે ઘણાં બીહતાં હતાં. ત્યારે તો તેઓનાં મકાને ફરી એકવાર શોધખોળ ચલાવવા કોઇ આવ્યું નહિ અને નિનેટ ઘણી સલામતી સાથે તેઓને ત્યાં છુપી રહી શકી.

જ્યારે તે હારેલો પ્રુસ્યન અમલદારે જોયું કે, નિનેટની શોધ ચલાવવી એ ફોકટનાં ફાંફાં હતાં, ત્યારે તે તેણી ઉપરનો ખાર બાપડા પીએર લરૂ કે જેને તે વગર વાંકે ધીકકારતાં શીખ્યો હતો તેનાં ઉપર કાઢવા લાગ્યો. જો કે તે બને દુશમનો એકમેકનાં સંબંધમાં કદાચ આવતા હતા, પણ તેને તેનાં હાથ નીચેનાં એક માણુસને તે કંગાળ કેદી ઉપર જુલમાત અને જફાની કશી બી સીમા નજ રાખવાનો તાકીદનો હોકમ આપી રાખ્યો હતો. તેબી કમબખત કોઇ સેહતાનનીજ ઓધેથી ઉતરી આવેલા સખ્ખત હૈયાંનો આસામી હતો. તે દયાહીણને તેના દુશમનો ભણી કશીબી દયા ન

હતી અને વળી તે કરનલનાં હાથ હેઠળ દબાએલો હોવાથી બાપડા લરુ ઉપર ત્રાસ વરતાવવામાં તેને કશું કમી કર્યું નહિ. તેને કરનલને સંતોષથીબી જયાદા મળી શકે એટલી કીસમનો જુલમાત તે ફ્રેંચ મેન ઉપર પાડયો.

પીએર લરૂ તેનાં દુશમનોને ગુસ્સે થવાનું કશુંબી કારણ આપતો નહિ; તેનાં બણી દેખાડવામાં આવતી કૃરતા અને અપમાન ભરેલી વર્તણુક બણીજ હતી; નહિ ખમી શકાએ તેવી જફાઓ અને અપમાનો તેનાં ઉપર વરસાવામાં આવતાં હતાં, પણ તેના બાહદુર મુખડા ઉપર એકાએક છવાઇ આવતા રંગ અને તેની ગમગીન બારી આંખોમાં પ્રજરતા જવાળા શિવાય તેનાં ગુસ્સાની એક બી નીશાની તે બાહર પ્રગટ થવા દેતો ન હતો. તાણાજાણી ઉપરાંત તેને સહવારનાં ઘણાં સકકાળેથી તે રાતે છેક મોડે સુધી સખ્ખત કામ કરવુ પડતુ હતુ. તે તે વિષે કદીબી વિરૂદ્ધમાં બોલતો નહિ અને સઘળુ દાંત પીસી ખમ્યા કરી પોતાનુ કામ ગુપચુપ બજા લાવ્યો જતો હતો.

નિનેટનાં ભાગી ગયા પછી લગભગ ત્રણ અથવાડીયે લીઓ પોલ્ડ વેન બ્રેન્ડરસ્ટને લરૂની એકવાર પાછી મુલાકાત લીધી. તે નાસી પાસ થએલા હરેમદનાં મગજમાં કાંઇ નવોજ ખખારો બરપા થયો હતો કે તે તેણીનાં નાહસી જવા વિષે અને તેણીની છુપાઇ બેસવાની જગા વીષે જાણતોજ હોવો જોઇએ. તે ખ્યાલ સરીઆમ હસી કાઢવા જોગ હતો. પણ તેનાં હારેલા પ્યારે અને તેનાં જીગરમા સળગેલી અદેખાઇની બથીએ તેને તદન માંડા જેવો કરી મેલ્યો

હતો અને તેની તેવી મગજની સ્થિતી વચ્ચે તેણે તે કમનસીબ કેદીને પોતાની સામે તેડી મંગાવ્યો.

તે શખ્સને તેની હાજરીમાં રજુ કરવામાં આવ્યો અને તેનાં ફીક્કા ઉતરી ગએલા મુખડા અને ઉંડી ઝાંખી આંખો ઉપરથી તે ખવીસ સારી રીતે જોઈ શકયો કે તેનાં હોકમો તેની હાથ હેઠળનો નિકમાન્ન ઘણી વખાણવાજોગ રીતે બજા લાવ્યો હતો. તે સાધન હીણ, અભાગ્યો સીપાહ એક સીપાહ બચ્ચાના થથેરાથી ઘણી મુશીબતે પોતાનાં થાકેલા, પાતળાં પગ ઉપર ટટાર ઉભો રહી શકતો હતો, તે જોઇ તે માહ દુષ્ટ ભારે આનંદ પામ્યો.

"તું ઘણો માંદો દીસે છે." તેણે તુંદ સાહદે કહ્યું; "કેમ, એક કેદીની જીંદગીથી ધરાઇ ગયો કે?"

"હું ખુદ મ્હારી પોતાની જીંદગીથી ધરાઇ ગયોછ અને તેથી મ્હારા દુશમનોને તે કંગાળ જીંદગીનો જેમ બને તેમ જલ્દી અંત લાવતા જોઈ હું તેઓનો ઘણો આભારી થયોછ."

"આટલું આટલું સોસ્યા છતાં ત્હારી જભાં તો હજી કાતરનાં જેવીજ ચપકચપક ચાલતી છે. વારં, તને કંઇ ફરીયાદ કરવી છે?"

"નહિ—કશીજ નહિ. હું જાણુંછ, તેમ કર્યાથી મને કશો ફાયદો થનાર નથી."

તે કેપટનનો કાળો, ઝનુની ચેહરો અત્યંત ક્રોધથી બધો આતશ ગેરે ઝળકી રહ્યો!

"જો ફરીથી તું એવો 'ઇનસોલંટ' થશે તો ખાત્રીથી માનજે કે તને ત્હારા જીવથી છુટો કરવા હું તરત હોકમ આપીશ!"

"આ કંગાળ જીવ લેવા જેટલા ત્હમે આતુર છો તેથી બમણો હું તે આપી દેવા આતુર થયો છું, મૉસ્ય."

ક્રૂપટને પોતાનો અવાજ બદલી કહ્યું, "હં, એટલું બધું છે? પણ અચ્ચાજી, હમણાં જે તું મ્હારી તરફથી સમજશે તે તને ત્હારા જીવને ચાહતાં અને તેની ખરી પીછાણ કરતાં શીખવશે. પેલી અબળા કે જે ત્હારાં ઘણાં ભલાંમાં છે એવું મેં તને એક વખતે કહ્યું હતું તે તમે યાદ છે?"

"હા."

"હં, તેણીને તું ભુલીજ કેમ જઇ શકે?" તેણે કોઇનુંબી ગુસ્સાથી દીલ ઉશકેરી મેલે એવા તણકાભર્યા અવાજે કહ્યું, "વેલ, મેં ત્હને આજે તેણીના રહેથાણનો ભેદ મને જણાવવા અંહી બોલાવી મંગાવ્યોછ. તે હાલમાં કયાં છે તે, હું પક્કી ખાત્રીથી કેહુંછ કે તું સારી રવેશે જાણેછ, તે ભેદ ત્હારી પાસેથી કોઇબી ભોગે-ત્હારી જીંદગીનાંબી ભોગે હું ત્હારી પાસેથી પડાવી લેવા માંગુંછ. યાદ રાખજે કે આએ કાંઇ ખાલી ભપકી નથી! હું જે કેહુંછ તે હું બજા લાવશ. મને કહે, હાલમાં તેણી કયાં ભરાઇ બેઠીછ?"

તે કેદી પોતાની સ્થિતિ તદન ભુલી જઇ તેનાં બારી સત્તા ધરાવતા ને રાક્ષસી દુશમનનાં મોઢાં ઉપર ધીક્કારથી કથોર સાહદે હસી પડયો. "ત્હમે મને પુછોછ? આહ, મોસ્ય, કદાચ ત્હમે નહિ તો હું એમાંથી એક જરૂર ઘેલા થઇ ગએલા હોવા જોઇએ."

"મેં તેણી વિષે જે બધું પહેલ્લાં કહયું 'તું તે સઘળું જુઠું હતું," તેનાં દુશમને ઝનુની સાહદે જારી રાખ્યું; "તેણી સાથે મને

કશોબી સંબંધ નથી. ફક્ત થોડા વખત ઉપરજ મેં જાણ્યું છે કે તે તો ત્હારી મોહરદાર છે. વેલ, મને જણાવ કે હાલમાં તેણી કયાં છે?"

પીએરે તે કદરૂપો મુખડો ભારે ઓચંબાની લાગણીઓ સાથે નિરખ્યો. "તમે મ્હારી ઘણી કંગાળ રીતે મજાક કરોછ." તેણે પોતાનાં અવાજને શાંત બનાવવાની કોશેશ કરી કહ્યું; "હું એવી કોઇબી અબળા કે જેણી તમારૂં ધકધ્યાન ચોરી લેવા ભાગ્યવંતી બનીછ તેણી વિષે કશુંબી જાણુતો નથી; અને કદાપી જાણુતોબી હતે તોબી—"

"વેલ?"

"તોબી હું તે કેહતે નહિ!"

"કુત્તા! મ્હારી સાથે આજી રમવાની હીંમત કરેછ? તું હડહડતો જુઠો છે. તને સારી રીતે તેણી હાલમાં કયાં છે તે ખબર છે. મને જણાવ, નહિતો જેટલી સેહલાઇથી એક પક્ષીની ગળચી હું મરડી મોચરી નાખી શકુછ, તેટલીજ સેહલાઇથી ત્હારૂં ગળું ભચડી નાખી ત્હારી પાસેથી સચ્ચાઇ પેદા કરાવશ!"

"મ્હારૂં ગળું ભચરશો તો ઉલ્ટો હું તમારો ઉપકારી બનીશ. ખુન કરવાનો તો ગોયા દુશમનોનો હક છે! વેલ, તે ફક્ટ એકજ મેહરબાની છે કે જે મ્હારા દુશમનો મ્હારી બણી દેખાડશે."

વોન બ્રેન્ડસ્ટેન ખફગીથી ખુન ઉપર ચઢયા જેવા વિક્રાળ ચેહરે ખુરસી ઉપરથી ઉઠી ઉભો થયો. અગાધ કીનાથી તેનું આખ્ખું શરીર ધ્રુજતું હતું. તેની ભયાનક આંખો તેનાં દુશમનનાં પાટળા

આકાર ભણી આતશનાં જળતા ગોળા મીસાળ તેને ફેંકી. એક પળ સુધી તે બંને દુશમનો એકમેક ઉપર ડોળા ધુરકતા ઉભા. આય દે વોન બ્રેન્ડસ્ટેનનો ઘોઘારી, કોપાયમાન અવાજ તે ઓરડાની હવાને ધ્રુજાવા લાગ્યો.

"ત્હારૂં ખુન કરવું એ તને લાયક છે તેનાં કરતાં ઘણી વધારે મેહરબાની ત્હારા ઉપર દેખાડયા બરાબર છે. નહિ, તું તો જીવવાનોજ. પણ પેહલ્લાં મ્હારૂં સમજ. હાલમાં હું તને જે કહેવશ તે સમજી તું ત્હારી ઉછાછળી મુર્ખાઈ માટે તને જીંદગી ભર શ્રાપ દેશે. પેહલી બારીમાં તો આએ અબળા–એ ત્હારી એક અથવાડીયાંની પરણેતર– કે જેને તેં સરીયામ ઘેલાપણાંમાંજ તુચ્છાકારથી તરછોડી મેલી છે તે દીવાની જોત જેવી પાક અને નિરદોષ છે–તેણીએ ત્હારૂં કશુંબી બુરૂં નથી કર્યું. કામથી તો શું પણ વિચારથીબી ત્હારૂં બુરૂં નથી ઇચ્છયું. જ્યારે બેવકુફ જેવો તું તો તેને આ ઘડી સુધીબી ત્હારી મુદ્દઈ માનેછ. કબુધ્ધીનો તું! તને કયાં ખબર છે કે તેણી સાથે તો એક જબરદસ્ત થાગો રમવામાં આવ્યો હતો; ને દગાથીજ તેણીનાં નિરદોષ સુખ ઉપર ઘાટકી ટરાપ મારવામાં આવી હતી? પણ તે સઘળું છતાં, તેણી તેણીની દુઃખ ખમવાની શકિત અને બાહદુરી સાથે એક વિરાંગની છે. નેકીનો એક ફરેસ્તોજ ને પુરવાર થઇછ– ત્હારી તરફનાં તેનાં અખુત પ્યારનાં ભંડાર સાથે તે વાહલ અને વફાની એક મુરતીજ છે. આહ, એ બધા ભારી ભારી બોલો સમજતાં ત્હારાં જીગરમાં દુઃખજ પેદા થાએછની? હા, હવેજ તને ત્હારાં ઉછાછળાં પગળાંની મોંહકાણે એક કેવા ઉમદા ખજાનાને ત્હારા

કબજામાંથી ખોહી દીધેલ તેનો પશ્ચાતાપભર્યો ખ્યાલ થાએચની? ઓહ, મુર્ખ! ત્હારા એક દુશમન મારફતે એ બધો સચ્ચાઇનો ખુલાસો તું સમજી કેમ શકેછ? અરે, ત્હારી જગાએ હું હોઉં તો લજ્જા અને પસ્તાવાથી એક કુત્રાનાંજ મોહતે મરી જાઉં."

તે કંગાળ યોદ્ધાનાં કરમાએલા મુખડા ઉપર ગરમ લાગણીનો એક મોટો મોજો ધસી આવ્યો. "ત્હમે મને એટલી બધી ક્રૂરતાથી કાય સતાવોછ?" તેણે માહ દુઃખ પામી પોકાર કર્યો; "ત્હમે જે કેહોછ તે સાચ્ચું નથીજ—તે સાચ્ચું હોઇજ નહિ શકે."

"તે સાચ્ચું છે. હું પુરવાર કરી આપીશ."

"કરો."

"તું આજ સુધી એમજ માનતો આવ્યોછ કે ત્હારી મોહેર-દાર ત્હારી પાસેથી એક 'લવર' સાથે નાહસી ગેઇછ, નહિ વારૂ?"

"મ્હારી તે માન્યતાને તેણીનાં શબ્દોએજ મજબુતી આપી હતી."

"મુર્ખ, મુર્ખ તું! તે માણુસ કે જેને તેણીએ તેણીની આબરૂની કીંમતે પોતાનો આશરો આપ્યો હતો, કે જેને ખાતર તે કમનસીબ પોતાનું ઘરબાર તજી પરાયા મુલકમાં આવી ફસી પડી હતી, કે જેને માટે તે બાહદુરે ત્હારી ઘાતકી તોડછોડ અને ધીકકાર પોતાનાં તન ઉપર ઉપાડી લીધી હતી તે, અરે બેવકુફ, કોઇજ નહિ પણુ તેણીનો બાપ હતો—તેણીનો બાપ!"

તે ઓરડામાં ભયંકાર ઉંડી શાંતી વ્યાપી રહી.

તે કેદીએ એક ઉંડો, ઘાડો શ્વાસ ખેંચ્યો; શરીરનો એકેએક અવ્યય ધ્રુજાવી, તણાવી ખેંચાવી મુકે એવી ઠંડી, ઝણઝણાંત બરપા

કરતી ઝઝણી તેનાં બરડાની કરોડમાંથી પસાર થઇ ગઇ; અને તેનો નાસીપાસી, નિર્દય તોડછોડથી બધો પાનળો અને બેડોળ થઇ ગએલો મુખડો આશાનાં કીરણથી ઝળકી રહયો–તેનો લોહીનાં એક પણ છાંટાં વિનાનો મુખડો ફકટ થોડીજ પળો આતશના લાલચોળ ગોળા પેરે રતાશથી બધો ધગધગી આવ્યો; અને પછી પોતે કોણની હાજરીમાં ઉભો હતો તે તમામ ભુલી જઇ, તેનાં દીલમાં જડ ઘાલી બેઠેલા શક કે જેને તેની સુખી, સાદી જીંદગી ને એક ઝેરી કીડા મીસાલ કોતરી ખાધેલી હતી અને જેનાં પ્રતાપે તે અભાગ્યો એક જીવતું દોજખ સહેવનો હતો તે તમામ વિસરી જઇ એક બાજટ ઉપર ધબ દઇ બેસી ગયો અને તેનાં હાથોમાં ચહેરો છુપાવી એક બાળક ક ઘુષ્યા પેરે આંજુઓનો એક મસ મેટો દરીઆવ રડયો.

"ખોદા, મને માફ કર! ઓહ, ખોદા, મને માફ કર!" ભાંગીને ચુરેચુરા થઈ ગએલાં જીગરે, દુઃખથી ખળખળ થતી છાતી દાબી, તે શકીલો ભરથાર માંદમાંદ સમજી શકાએ એવા સાહદે બોલ્યો; "ઓહ, મેં તેણીને કેટલો બધો ગેરઇનસાફ કીધોછ!"

તેનાં શત્રુએ તેના ભચડાઈ કચડાઇ અને ગાંસડો પોટલો થઇ ખુણાંમાં પડેલા આકાર ભણી જોઇ તેનાં દુઃખનાં અગાધપણાંનો ખ્યાંળ કરી સંતોષી હરવું હસી ટકોરભર્યો સાહદે કહયું, "ત્યારે હવે તું માનેછની?"

તેને જવાબ મળ્યો નહિ. તે શોકાગ્નીનાં છેક ઉંડાણમાં ગરક ગએલો હતો, એટલે તેને સમજી શક્યો નહિ.

તે તેની વધુ નજદીક ગયો અને તેનું ખભું ધરી તેને ધધોળવા લાગ્યો; "એઇ સમજેછ કે?" તે હવે પાછો ઝનુની બનતાં બોલ્યો; "જો તું હવે તેણીની સચ્ચાઇમાં માનતો હોય તો મને તેણી હાલમાં કયાં છે તે કેહ. તું તેણી સાથે પત્રવેહવારબી ચાલાવતો'તો કે? બોલ?"

પીએરે તેનું માથું ઉંચકયું—તેનો ચેહરો જે અજાયબ જેવી તેણી વિષેની કમનસીબ સચ્ચાઇ તેને આજે જાણી હતી તેનાંથી બધો ઉશકેરાયલો હતો, તેની આંખો તેનાં નિરમળ પ્યારનાં આગાધપણાનાં સબબે બધી ઝલેહ મારી રહી હતી-તે સ્વચ્છ પ્યાર કે જેને તેની ગમે તેવી મજબુત કોશેશો છતાંબી, તે પોતાની છાતીમાંથી રૂખસદ આપી શકયો ન હતો, કે જેનાં એકવાર ફરી જોશબંધ ધસારાથી તેના નાકઉવતવાંન શરીરમાં નવું જોર અને નવો જોશ બરપા થયો હતો! "હું કશુંબી બોલવાનો નથી," તેણે શાંત દ્રઢતાથી ઉત્તર દીધો. "તમારી આગળ તે પવિત્રાઈની મુરતીનું નામ દેવુંબી તેણીને અપજંશ અને અપમાન કીધા બરાબર છે!" તેણે લાગણીથી ઉમેર્યું.

એકજ કુદકે ઝનુની વોન બ્રેન્ડસ્ટેન, તે શાંત શબ્દો સમજી, ઉછળીને તે સીપાહનાં ટોટે બાઝી પડયો. અને તેનું ગળું પોતાનાં રાયોડી હાથમાં ચપ્પટ ધરી તેને ગુંગળાવા લાગ્યો—તેનાં નાતવાંન શરીરને બધું ધુજાવી મેલ્યું. આખરે તેનાં નાંક અને ગળાંમાંથી ઘણો ધાડો, ગુંગળાતો શ્વાસોશ્વાસ નિકળવા લાગ્યો અને તે એક લાકડાંનાં ટુકડા મીસાળ ભોંય ઉપર સીધું નાચારીથી ફસડાઇ પડયો.

તે ટુંકી ઝપાઝપી દરમ્યાન તે ફ્રેન્ચ સોલજરની છાતીમાંથી એક કાગજ સરી ભોંય ઉપર પડયું; બીજીજ પળે કરનલની નજર તેની ઉપર પડી અને તેનાં ઉપર વીજળીની ઝડપે વાંકો વળી ઉપાડી લઈ તે તે વાંચવા લાગ્યો, પીએર લરૂ તે એકાએક હુમળાની બે સુદ્ધીમાંથી જાગૃત થાએ તે અગાઉ.

"અંહ, આખરે મેં તને પકડયો, મારા ફાઇન સોલજર!" ફ-તેહથી ફુગરાઈ તે પોકારી ઉઠયો. "એક કાવતરૂં! અહીંથી નાહ-સવાનું છટકું અને તેબી તેણીનાં અક્ષરમાં?"

"તેણીનાં!"

તે શબ્દોએ અર્ધ બેભાનીમાં ભોંય ઉપર તુટી પડેલા તે સોલ-જરને પાછો જીંદગીમાં આણ્યો; તેની રગોમાં નવેસરની આશા, જોમ, જોસ્સો દોડવા લાગ્યો અને એક જબરદસ્ત લપેરા સાથે તે જોર કરી ઉઠયો અને તેનાં રાક્ષસ જેવા દુશમનનાં દીલ ઉપર યાહોમ ધસ્યો અને ઝનુની હલ્લો કરતી કીસમે તેનાં ઉપર તુટી પડયો.

પળ વારની ઘેલચ્છામાં તે સઘળું ભુલી ગયો-તેની સહનશી-ળતા, દરેક અપમાન ભણીનાં તેનાં આંખવિચામણાં, ભારેમાં ભારે વિઘ્ન વખતેનો તેનાં મગજ ઉપરનો વખાણવાજોગ કાબુ એ સર્વ ચીજ તે જીવ ઉપર આવી ગએલો સોલજર સરીયામ વિસરી ગયો. જે સઘળું તે યાદ કરી શકયો તે ફકટ તેણી અને તેને થએલી ભારે ઇજા હતી. તેણીનાં નિરદોષ સુખનો તેને તેની ઉધ્ધત મુર્ખા-ઇથી કીધેલો સરીયામ નાશ, તે પળે તેની છાતીને બળતી ચેહ મીસાળ બોક અને ખફગીથી ધગધગવા લાગ્યો. તેણી તેને સેવટ

સુધી સાચ્ચી હતી—તેને અને તેનેજ પવિત્ર અખંડપણું સાથે ચાહતી હતી; અરે, આવા બીહામણાં, કારાગૃહમાંથી તેને છટકાવી દેવા માટે પણ તેજ વિરાંગનીએ હામ ભીડી હતી, જ્યારે આખો વખત તે તેને ખેવકા અને તેની હડહડતી મુદ્દઇ માનતો આવ્યો હતો! તે ગજબભર્યા ખ્યાલે તેની છાતીને ઉશકેરાતથી, કીનાનાં ખ્યાળથી બધી ગુંગળાતી મેળી અને તે ઉછળીને તેનાં જોરાવર શત્રુને તોટે બાઝયો.

તેઓ એક કુત્રાં બીલાડી જેવીજ ઝનુની ઝપાઝપી ટુંક વખત ખેલ્યા. છાતીસે છાતી, હાથસે હાથ મેળવી એકમેકને ગોળી રોળી નાખવાનાંજ ખ્યાળથી તે બંને દુશમનો ગીપાગીપી કરવા લાગ્યા. તેઓ કુત્રા પેરે હાંરી થોડીક પળો છુટા થતા અને પછી તરતનીજ બીજી પળે એકમેકનો વિક્રાળ મુખડો જોઇ જ્યાદા શુર, ઉપર ચઢી એકમેકને વળગી પડતા. આયંદે તે ફ્રેન્ચમેનનાં કઉવતે તેને દગો દીધો અને એક ભારી આંચકા સમેત તેને ભોંય ઉપર અફાળી મેળ-વા તેનો શતરૂં સામર્થવાન થયો. તેના પડવાનાં ધ્વનિ સાથેજ બાહરના ચોકીદારો એકદમ અંદર ધસી આવ્યા અને તેઓની સામે એક બે ઘડી છવાઇ રહેલો દેખાવ જોઇ તેઓ ભારે ચકિત થયા.

તેઓ ભારે ચકિત થયા! ગુસ્સાથી ફીણુ ફીણુ થતી છાતીએ અને જુસ્સાથી આખ્ખાં શરીરે કાંપતો તે વિક્રાળ કરનલ તેનાં આતશી ગોળા જેવી લાલચોળ બીહામણી આંખો તે ઓરડાની ચોપાસ ફેરવતો હતો—તેનો ખંધારી બુટ સાથનો ભારી પગ, તેનાં હાથે આજેજ થઈ તુટી પડેલા તેનાં દુશમનની નાહસી છુટેલા પંખી મીસાળ

હાંફતી છાતી ઉપર હતો. તેની લોહી તરસી આંખોમાં ઝનુન, ખુન ત્રાસ પમાડે એટલી કીસમનું વ્યાપી રહેલું જણાતું હતું; તે સામટો દેખાવ જોઈ એકદમ અંદર ધસી આવેલા ચોકીદારો અજાયબીથી દંગ થઇ ગયા!

"અંહીથી આએ મુજીનું કાળું કરાવો" તેણે તે માણસોને હોકમ આપ્યો; "અને આજની આખ્ખીરાત એનાં હાથ પગમાં બેડી નાખી એને પુરી રખજો. અંહીથી નાહસવાનું એને કાવત્રું રચેલું છે, તે ઉપરાંત એક વડા ઓફીસર ઉપર હાથ ઉંચકવાની એને બેઅદબી વાપડી છે. એ સઘળાંનો બદલો એને કેવો અને શું મળશે તે તે થોડાજ વખતમાં જાણશે. દુર કરો એની બદસુરત, સીપાઇઓ!"

અને ભારી જીગરે, હવે પછી તે કમબખત મરદ કે જે બીચારાની ધીરજની જોઇએ તે કરતાં ઘણી સખ્ખત રીતે પરીક્ષા થઇ ચુકી હતી તેનો હવે પછી શું ફેજ આવનાર હતો; તેનો દરદમંદ દીલે ખ્યાળ કરી, તેઓ તેને તેનાં એકાંત, સીહા, બીહામણાં 'સેલ'માં દોરવી લઈ ગયા!

# પ્રકરણ ૧૭.

## સેવટ.

તે કદર બીહામણાં કારાગ્રહનાં એક નાહના, સાંકડા, અંધારા ઓરડામાં અર્ધ બેભાન અવસ્થામાં પીએર લરૂ, હાથ અને પગમાં લોખંડી બેડી સાથે, ભોંય ઉપર ફસડાઇ પડયો હતો. મધ્ય રાત્રી હતી; અને ઘાડાં ડામાર જેવાં અંધારાં સાથનો તે ભયભીત ઓરડો દીલ ચાકચાક કરી મેળે એટલી કીસમનો એકાંત અને ત્રાસજનક દીસ્તો હતો.

તે દોજખનાં ઊંડા ગારનો પુરેપુરો ખ્યાલ આપતા ઓરડામાં, પોતાની સુધ્ધી પાછી ધીમે ધીમે મેળવતો તે કંગાળ, સાધનહીન જવાંન તે અત્યંત દુઃખની ઘડીએ તેને દીલાસો આપવા માટે પોતાની પાસે ઓરડામાં ફેલાઇ રહેલા કાળાશ શીવાય સરીયામ એખલો નાશીપાસ, નિરાશ અને હતાશ થએલો પડયો હતો. જેમ જેમ તે પુરતી જાગૃતીમાં આવતો ગયો તેમ તેમ તેનાં મગજ ઉપર તેને કીધેલી મુર્ખાઇ—તેનાં દયાહીન શતરૂનાં શબ્દો તેણીનાં નિશકલંકપણાંનું જ્ઞાન કે જે તેની આવી ભારી શોકાતુર ઘડીઓ વચ્ચેથી તેનાં તુટી ગએલાં જીગરને ખુશાલીથી નચાવતું હતું તે એક હથોડાનાં માર પેરે આવીને અઠડયું !

"ઓ કેરદેગાર !" તેને પાછી બંદગી કાધી, "ફકત એક કલાકનું છુટાપણ બક્ષસ ! એકજ વખત હું તેણીને મળી કેહવા માંગુછ કે હું આખરે તેણીને નિરદોષ માનુંછ !"

મગર જ્યારે છુટાપણુ તેનાં મુખ સામું ચાલ્યું ચલાવ્યું આવ્યુ હતું, ત્યારે તેનાં કાળને ખાતર તેને તે થોકડે માર્યું હતું અને હવે કે જ્યારે તે સર્વ જણાંઓની નજરમાં એક ઠગારો, એક કાવત્રાંબાઝ થયો હતો, કે જેને માટે તેને કદાચ મોહતની સજા પણ ખમવી પડનાર હતી, ત્યારે તે છુટાપણાં અને છુટાપણાંનાં માથે માથાં ફોડી પોકાર કરવા લાગ્યો. હવેજ તેને તેનાં સાધનહીણુપણાંનો પુરતો ખ્યાલ આવ્યો. હવેજ તેને પોતાના દુઃખનાં અગાધપણાંનો પુરતો ખ્યાલ આવ્યો. તેની ઉપર પડી ચુકેલાં અત્યંત વિટામણાં વિગ્નો તાણુા જાણી, અપમાનો હવે, જ્યારે તે તેણીની પવિત્રાઇ, નિષ્કલંકપણાં અને તેણીનાં કશાબી ડાઘથી નિરાળા કોમળ જીગરમાં તેને માટે વસેલા પ્યારમાં માનવા લાગ્યાં ત્યારે મજાક કરતા જોયા તેને તમામ તુચ્છ લાગ્યાં. આ પળે તેની છાતીમાં ચાલતું દુઃખનું મહાભારત જંગ નહિ ઉપાડી શકાએ, નહિ સેહવી શકાએ એટલું ભારી તેને લાગતુ હતું, અને 'છુટાપણું—ફકટ એકજ કલાકનું છુટાપણું'! નાં પોકારો કરી તે એક તરસથી તરફડના રેતીનાં રણમાં એખલા પડેલા મુસાફર માફક તવળવા અને આછાડપછાડ કરવા લાગ્યો—રે. તે શબ્દોના પોકારો સાથે ગોયા તેનો આત્માબી તેઓની પાછળ ઉડયો ઉડયો જતો હતો!

મુગી ગમગીની સાથે તેને તેનાં લોખંડી જંજીરમાં જીકડાઇ સીકડાઇ પડેલા અવ્યવો બણી જોયું. તેના તનમાં થતી કળતરનો તે હાલમાં કશોબી ખ્યાલ કરી શકતો ન હતો—તેને લાગતી નબળાઇ. તેને થતી વેદના અને તેને માટે થોડાજ કલાકમાં તૈયાર થતા માહુબુરા ફેજનો તેને જરાબી દરીઆફત થઈ શકતો ન હતો. તે તો માત્ર તેણીનોજ વીચાર કરતો તે જીવતાં દોજખખાનામાં પડયો

હતો—અરે, તેને તેણીને કેટલું બધું ખોટું કર્યું હતું-કેટલો બધો અન્યાય કર્યો હતો, જ્યારે તે સઘળો વખત તો તેણી તેને દુન્યાનાં સૌથી અગાધમાં અગાધ પ્યારથી ચાહતી હતી! તેને તેનાં બાલે બાલે તે ગેરઇનસાફની યાદે ખફગી અને નિરાશથી ચુથીપીંખી નાખ્યા.

"અરે, એ બીચારીએ શું શું સેહવ્યું હશે!" તે પાછું અને પાછું મનસે બબડતો, "અને હું—તેણીને ઉગાડનારો-તેણીનો વાળી—તેણીની જીંદગીનો ભા ચો—હુંજ મુજી શખ્સ તેણીને પેહલ વહેલ્લો ગેર ઇનસાફ કરનાર, તેણીને દયાનાં સેહજબી કતરા વીના તજી દેનાર છું."

જેમ જેમ તે વિચારનાં ઉંડાણમાં ઉતરતો ગયો તેમ તેમ તે તેની દુઃખી અવસ્થા વચ્ચે પવનની ઝુમમાં પડતો ગયો. તેણીનું એક આબાદ ચીત્ર તેણીની નજર સામું છવાઇ આવ્યું—તેને તેણીને દુશમનોની વચ્ચે ફસી પડેલી નિહાળી—તેણીનાં લેવાયલા લુટાએલાં અવતાર ઉપર તેઓને તેણીની મજાક કરતા જોયા તે કંગાળ પતથરનાં હૈયાનાં શત્રુઓ વચ્ચે તેણીની ખુબસુરતીની બરબાડી થતી તેને જોઇ અને તેનુ લોહી ખોફનાં ગરમીથી ઉકળી આવ્યું. તે કાંઇ પોતાને માટે મોહતથી હવે ડરતો ન હતો—તે જાલેમ ફટકો તો તે ખુશીથી તેનાં માથાં ઉપર જીલી લેવા તૈયાર હતો: પણ હવે તેણી ખાતર તે જીવવા માંગતો હતો—તેણી કે જે હવે તેનાં હરીફ અને કત્તામાં કત્તા વેરીની દયા ઉપર ફસી પડી હતી, કે જેણીની જવાંની ખુબસુરતી, પ્યાર અને વફાદારીનાં અનમુળ ખજાનાનો તેણી તરફના તેનાં વિશ્વાસની કચાસની મોહકાણે સરીયામ અધાપો થવેથી તેને નાશ કરી નાખ્યો હતો!

"અરે, ફકટ હીંમ્મતથી તેણીએ બધું મને કહી દીધું હતે !" ને તેનાં પ્રશ્ચાતાપની તાવની ઝુમમાં બળાપો કરતાં બરબડયો; "હું કેવી રીતે જાણી શકું કે જેને તેણીએ તેણીની પનાહ આપી હતી તે કોઈજ નહી પણ, તેણીનો પીદર હતો ?"

તેને તેણીએ પોતાના પીદરને આપેલું વચન અને તે બદમાશ માણસનાં તેણીને સમજાવી પટાવી ફાંદામાં લેવા વીષે કશી ખબર ન હતી એક બેટીની ફરજ અને એક ભરથાર ભણીનાં પ્યાર વચ્ચે તેણીનાં જીગરમાં જાગેલાં જંગ વિષે તેને કોઇએ કહ્યું ન હતું–શું સંજોગો વચ્ચે તે બિચારી પોતાનું ઘેરબાર અને દેશ તજી આવી હતી તેનાંથી તે બીલકુલ અજાણો ન હતો અને તેથી તેણીએ પુરતો વિશ્વાસ તેનામાં મુકી સઘળું તેને નહિ કહયાથી આ જીવલેણ મોહકાણનું મંડાણ થયું હતું એવું વીચારી તે પસ્તાવાની અગ્નીમાં બળી મરવા લાગો. આહ, મગર હવે તેનો પસ્તાવો વ્યર્થ હતો ! આવતી કાલે સહવારનાં 'કોર્ટ મારસ્યલ' બેસશે. તેની તપાસ ચાલશે અને તેનું કીસમત નકકી કરવામાં આવશે. અને પછી—

તે જાસ્તી વીચારી શકયો નહિ. તે ગુંથણ મડીએ પડયો. તેનાં જંજીરથી સીકડાઈ ગએલા હાથો તેને જોસ્સાઓથી ધ્રુજતાં આકાશ ભણી ઉઠાવ્યા–ગરમ, ગોયા પજરતા કોળસા રૂપી આંસુઓનો રેલો તેનાં લોહીનાં એક બી છાંટા વિનાનાં, ખાડા પડી ગએલા ગાલો ઉપરથી ભોંય ઉપર પડયો. "ઓહ, ખુદા" તે બોલ્યો "જો ત્હારી દરબારમાં આ ક્ષણભંગુર અવનીમાં સેહવેલાં દુઃખનો બદલો મળી શકતો હોય, જો આ ગેરઇન્સાફી દુન્યાનું દુઃખ ત્યાં ભુલી જઇ

શકાતું હોય તો તેણી સાથે મને ત્યાં મેળવજે, કેમજે આ જીંદગીમાં તો હવે ફરી હું કદીબી તેને જોઈ શકશ નહિ."

બીજે દીવસે બપોરનાં તેની તપાસ ચાલી. તેનો 'કેસ' ટુંકો, દેખઇતો અને તેની તરફનાં બચાવની એકબી બારી વિનાનો હતો. જો કે તેનાં તે કેદખાનામાંથી નાહસી જવાના પ્લાનમાં કોઇનુંબી નામ સંડોવાયું ન હતું, અને જો કે કોઇનાં અંદર ઠેકાણાંબી ન હતાં છતાં તે કાગજ તેનાં કબજામાં હતું એજ તેની વિરૂદ્ધ પુરતી મજબુત સાબેતી હતી. વળી ચોકીદારોએ તે પ્રસ્વન ઓરીસર અને તે બંદીવાન વચ્ચે સમજેલી મારામારી વીષેની જુબાની આપી, અને કરનલ વોન બ્રેન્ડસ્ટેને કસમ ઉપર કહ્યું કે તેનાં હાથમાંથી તે કેદીએ તેનું તરકતથી ભર્યું કાગઝ ઝુંટવી લેવાનાજ માત્ર ઇરાદાથી તેનાં જેવા એક ઓરીસર ઉપર હુમલો કર્યો હતો. આ રીતે સઘળી જુબાની બાપડા પીએર લરૂની વિરૂધ્ધમાં પડી.

ત્યાર પછી લરૂને તે કાંઇ કહેવા માંગતો હતો કે નહિ તે તેને પુછવામાં આવતાં તેને જવાબ દીધો કે તેના ગુસ્સાને ઉશકેરવા માટે આપવામાં આવેલું કારણ એટલુ બધુ તો મજબુત હતું કે કોઇબી મજબુત મગજનો માણસ તેની સામે થઇ શકતે નહિ. અને પેહલ્લો તો કરનલ વોન બ્રેન્ડસ્ટેનજ હતો કે જેને તેનું ગળું બચડી મારામારી શોધી હતી. ત્યાર પછી બંદીખાનામાંથી નાહસી છુટવાના 'પ્લાન' માટે તેને સવાલ કરવામાં આવતાં તેને તે કોણ મારફતે અને ક્યાંથી આવ્યો હતો તે કેહવાની સાફ ના પાડી; તેને

ત્યાર પછી તેનાં બચાવમાં કહયું કે જો આ ધામમાંથી નાહસી છુટી જવાનો તેનો ઇરોદો હતે તો ને અત્યાર આગમચનો ભાગી ગયો હતે, મગર તેનાં સ્વમાન, તેનાં કોળ ખાતર તેને એવું હલકું હીચકારૂં પગલું ભરયું ન હતું. તે સારી રવેશે જાણુતો હતો કે જે તેને કરયું હતું તેનાંથી લશકરી કાયદાનું ઘણું ખરાબ રીતે બંગાણુ થયું હતું, છતાં, તે આ કીલ્લામાં દાખલ થયો હતો ત્યારથી તેનાં ભણી કેવી ઘાટકી તડછોડ દેખાડવામાં આવી હતી અને કેવો જુલમાત તેને માથે સેહવી લેવો પડયો હતો તે ધ્યાનમા લેવાની તેને માનવંત ન્યાયાધીશોને ઓનરખ્વાહી મરી અરજ કીધી. તેનાં ઉપર વરસાવવામાં આવેલી આફત વિશે તો તેને કહયું કે, તેનાં દુશમનો વટીક સાક્ષી આપશે અને તેથી જે હુમળો તેને તેનાં સતાવનાર ઉપર કર્યો હતો તે એક સોલજરનો એક ઓફીસર ભણી નહિ, પણ એક મર્દનો બીજા મર્દ ઉપર પોતાની હોરમત જાળવવા થકી થએલો ગણુવો સજાવાર લેખાશે.

"હું જાણુંછ કે હું અહીં મ્હારા દુશમનોની દયા ઉપર એક બંદીવાનનાં અવતારે ઉભેલો છું." સેવટમાં તેણે કહ્યું; "હું ખાત્રીથી માનુંછ કે મેં જે કહયુંછ તેમાં તમે મુદદલ માનવાનાં નથી—અહીંથી પલાયન કરી જવા માટેનો મ્હારે માટે રસ્તો સાવ ચોખ્ખો અને વિઘ્ન વગરનો હતો છતાં મેં તેનો લાભ લેવાની દરકાર નથી કીધી એવું જે મેં તમને જણુાવ્યુછ તે તમે કદીબી ખરૂં ધારવાનાં નથી, છતાં, પાક ખોદાને મ્હારા સાક્ષી તરીકે બોલાવી કેહુંછ કે હું બીલકુલ સાચ્ચુંજ બોલુંછ. આ મ્હારી કમનસીબ હકીકત,

જરાબી સંશય વિના હું કહી શકું છું કે, દાબી દેવામાં આવશે. પણ દુન્યાનો માલેક તો રાસ્તીનો ચાહનાર છે અને તે કોઇબી કળેવળે મોડે કે વહેલ્લે, મ્હારી તે કમનસીબીને અજવાળામાં લાવશે; અને ફકત ત્યારેજ સારી દુન્યાનાં લોકો જાણશે કે ખાનગી કપટને જાહેર ઇનસાફનો લાભ લેવા દેવા જરમની કેટલું બધું આગળ વધેલું અને જીતેલા દુશમનો ભણી નિર્દયતા, ઘાતકીપણું અને દયાહીનપણાં સીવાય બીજું કશુંબી નહિ દેખાડવા કેટલું બધું આગેવાન છે!"

ત્યાં ટાંચણી પડે તો તેનોબી અવાજ થાએ એટલી બધી ઉંડી ચુપકીદી ફેલાઈ રહી. તે ઉમદા, શાંત અને એક શુરવિરનો ચહેરો ધરાવનાર તે કંગાળ બંદીવાનનાં મુખડા ઉપર કાંઇ એવું બેમાલુમ હતું કે જેને તે ચીવ્વટ ઇનસાફ કરનારાંઓનાં જીગરને દયાથી પીગળાવી મેલ્યાં, તે છતાં તેઓ જાણતા હતા કે તેનું સેવટ તો અત્યાર આગમચનું નકકી, સીલસાબ થઇ ચુકયું હતું. લશકરી કાયદાઓ ઘણાં સખ્ખત હોય છે અને તેઓને અમલમાં પણ તેટલીજ સખ્ખતાઇથી મુકવામાં આવે છે. થોડી ઘણી તે 'કોર્ટ માસ્યલે' વધુ તપાસ ચલાવી અને આખરે તે દરબાર બરખાસ્ત થવા અગાઉ અભાગ્યા પીએર લરને વડા ઓફીસર ઉપર હુમલો કરવા અને બંદીખાનાંમાંથી નાહસી જવાનું કાવતરૂ રચવા માટે મોહતની સજાની ટેપ મારવામાં આવી!

પીએર લરૂ તે સજા સાંભળી પત્થર થઇ ગયો! તેનું શુરવિર જીગર છેક તેનાં ઉંડાણમાંથી ધ્રુજી રહ્યું—ને જીગર કે જે થોડાજ વખત અગાઉ તો મોહત અને મોહતનીજ તલપ કરી રહ્યું હતુ! ત્યાર પછી તેની નજર તેનાં શત્રુ ઉપર ગઈ, કે જે એક ખુણામાં કે-તેહથી ફુલી ફાટી જઈ એખલો એખલો ધુમ હસતો હતો.

"આખરે ત્હારી ફ-તેહ થઇછ," તે કમનશીબ કેદીએ માંડ માંડ સમજી શકાએ એવા અવાજે કહ્યું. પછી તેને તેનાં 'સેલ'માં લઇ જવામાં આવ્યો, કે જ્યાં બીજી સહવાર સુધી તેનાં કમનસીબ ફેંજની રાહ જોતો તે જવાંમર્દ પડી રહ્યો.

× × ×

'એનરીવર'ની જીવલેણ માંદગીમાંથી તરતનીજ પરવારેલી, જીંદગીમાં ફરી આવવા માટે પોતનાં કર્મને કહુવા દેતી દુર્ભાગી નિનેટ તે નાહનાં સાંકડાં ઓરડામાં એક બીછાણાં ઉપર અર્ધી નસોસ જેવી પડી હતી. તેણીનાં મગજ સનમુખ એક વેળાએ તેણીએ ગુજારેલી સાદી, સુખી, ગામડેની જીંદગીનાં રંગબેરંગી ચિત્રો રજુ થતાં હતાં અને તેને લગતું ખેતર, નિરમળ પાણીથી ચાલુ ભરપુર રેહતી તે નાહની નદી, તેનાં પાણીથી ચાલતી 'વિન્ડમીલ,' તડકામાં સોના પેરે ચળકી રહેતો ખેતરનો અનાજ, અને ગરમ ઉનાળાની મોજ ચાખી આનંદી જીવે ગાતાં પંખેરાંનો કળાલોર યાદ કરી જીંદગીથી ધરાઇ ગએલી તે દુહિતા હૃદય વટીક તુટી જાએ એવી ઉંડો, ગમખ્વાર હાય ફેંકતી. કમનશીબ તે! પોતાની જીંદગીથી તે આટલી ટુંક ઉમ્મરમાંજ એટલી બધી ધરાઇ ગઇ હતી કે હવે તે હરપળે પોતાનું મોહત માંગતી હતી. તેણીનો એકએક શબ્દ મોહત માટેનો હતો, તેણીનાં કામમાં પણ મોહતની ઇચ્છા હતી, તેણીની બંદગીઓમાં હવે મોહત અને મોહત માટેનીજ હતી!

એવા કંગાળ જીવતરનો જલદી અંત લાવવાનો ખ્યાલ કરતી તે પડી હતી તેટલાં તેણીનાં ઓરડાનું બારણું કોઇએ ધડાકાબંધ ઉઘાડયું

અને એક ધાડો, ખોખરો અવાજ તેણીને કાને અથડતાં તેણીએ ભયની એક ચીસ પાડી. બીજીજ પળે તેણીએ તેણીના બાપ લીઓ મોંપ્રાટને ઉશકેરાતથી હાંફતો ઓરડામાં ધસ્યો આવતો જોયો.

"બાવાજી!" નિનેટે ગભરાતથી ગુંગળાએલી એક ચીસ પાડી.. તે તેણીને નજદીક આવતાં ભોંય ઉપર ફસડાઇ પડયો અને તેણીએ પેહડેલા ગાઉને પોતાના હાથમાં લઇ તેણી ભણી આજુજીથી નિરખવા લાગ્યો.

"ઓહ, નિનેટ, તું મને માફ કરશે કે?"

"શું થયુંછ?" ધાસ્તીથી ઉથળાતી છાતીએ તે બોલી; "પેલો કંગાળ શખ્સ તહમારી સાથે છે કે?"

"તે? નહિ. મુવો એ—ચંડાળ, હીચકાગે, ઠગારો, પાપી! તેને આખરે મને ઉંધાડો પાડયોછ. હવે હું મ્હારી જીંદગી બચાવવા થકી નાહસુંછ."

"તહમે મને કેમ શોધી શકયા?" તેણીએ પુછ્યું.

"ઘણાંજ વિચિત્ર સંજોગોથી," તેણે જવાબ દીધો; "પેલા કીલ્લામાંના કેદીઓ ઉપર દેખરેખ રાખવા માટે રોકાએલા અમલદારોનાં સોલજરોમાં એક ઉપર એક કેદીને નહસાડવાનાં કાવત્રાંમાં ભાગ લેવા વિષે શક લાવવામાં આવ્યો છે. વોન બ્રેન્ડસ્ટેન આએ ઘેરની આજુબાજુ તેની તપાસમાં હતો. તેણે મને કહ્યું'તું કે તે મજબુતીથી માનતો હતો કે તું આએજ લત્તા ઉપર આવેલાં એકુ ઘેરમાં સંતાએલી છે. આવતી કાલે તો એ અહીં આવી પુગશે. તેનું પાપ મેં જાણી લીધુંછ અને તેથી તને વખતસરની ચેતવણી આપવા

હું અહીં આવ્યો છું. નિનેટ, મેં તને મ્હારી આખ્ખી જીંદગી દરમ્યાન ઘણો ગેરઇનસાફ કરેલો છે-હવે તે સઘળાંનો બદલો મને વાળી આપવા દે. ચાલ મ્હારી સાથે—મેં પાસપોર્ટબી મેળવેલી છે-સઘળું તૈયાર છે. મેંબી એક યુકિત રચેલી છે. હું ખુદ રાજાને જઇને મળશે. તે બરલીનની ઘણો નજદીક છે અને આવતી કાલે તો તે જરૂર બરલીનમાં દાખલ થશે. ચાલ, મ્હારી દીકરી, ખુદાને ખાતર ચાલ-વખત ઘણો કીંમતી છે. ઓ નિનેટ! હવે મને ના ના પાડતી!"

તેણી મગરૂરીથી માથું ફફડાવી તેનાંથી દૂર જઇ ઉભી.

"બાવા, એક વખતે ત્હમે મને ઠગેલી છે. હવે હું કદીબી ત્હમારા પર વિશ્વાસ મુકીશ નહિ."

"ઓ! એમ ના બોલ." તેણે માંગી લીધું. "હું જાણુંછ કે તું બીહતી હશે કે હું તને તેની આગળ લઇ જવશ, પણ નહિ-હું કસમ ખાઇ કેહુંછ કે હું તેમ નથી કરવાનો. હું જે બધુ બોલુંછ તે ખોદા જેટલુંજ સાચ્ચુંજ છે. ઓહ, નિનેટ, જો મ્હારી ઉપર નહિ તો ખુદ ત્હારા ઉપર તું દયા કર! હું તને આએ 'રશીઅન'નાં હાથમાં ફસી પડેલી એખલી કેમ મુકી જાઉં?"

"અને-અને એ બધું ડહાપણ હવે ત્હમને કેટલું બધું અસુરેથી સુઝેછ."

"દીકરી, આવા ગમખ્વાર સમયે મને તાણા જાણીનાં બાણુથી ના વિંધી નાખ. શું ત્હારા ઉપર કશાથીબી અસર નથી થવાની? જો હું તને એમ કેહું કે મ્હારી સલાહ પ્રમાણે ચાલ્યાથી ત્હારા ભરથારનો મોહતમાંથી ઉગારો થનાર છે, તોબી નહિ?"

"મ્હારા ભરથાર! પીએર? તેનું શું? ત્હમે શું કહેવા માંગોછ?"

"તેને મોહતની સજા થએલી છે. આવતી કાલે સહવારે પોહ ફાટતાં તે સજા અમલમાં મુકવાગાં આવનાર છે. રખે, રાજા કંઇ વચ્ચે ખલલ નાખે કરી તેઓ ઉતાવળમાં પડયા છે. માટે ઘણું મોડુ થાએ તે અગાઉ ચાલ રાજા આગળ—"

"મોહતની સજા–તેને શું ગુનાહ કીધો ?"

"કેદખાનાંમાંથી નાહસી જવાનાં 'પ્લાન'નું કાગજ્યું વૉન બ્રેન્ડ સ્ટેનનાં હાથમાં આવી ગીયુંછ. તેને તેનું અપમાન કીધું અને પીએરે ગુસ્સાના આવેશમાં આવી જઇને તેનાં ઉપર હાથ ઉંચકયોછ."

"ઓ, ખુદા! અહીં બી મ્હારોજ હાથ તેને આવા કમનશીબ ફેજ ઉપર લાવી નાખવામાં સંડોવાએલો છે," તે ભારી અટવટાથી, બોલી અને પછી તે હૈવાં ફુટી તારૂણી એક બીછાણા ઉપર પછડાઈ પડી.

"શું તું મ્હારી સાથે નથીજ આવવાની ?" તેણે આજુજીથી ભરપુર દર્દમંદ સાહદે પુછયું.

કશાંનો ફટકો તેણીનાં શીર ઉપર આવી પડયો હોય તેમ તેણી ચમકીને પાછી ઉભી થઇ. "ત્હમારી સાથે આંઉ ?" એક દીવાની ગીસાળ તેણીએ ચીસ પાડી. "એક હીચકારા પેરે નાહસી જાંઉં ? અને તેને મરતો રેહવા દઉં ? ત્યારે ત્હમે મને કોણ ધારોછ ? એક ઓરત; નહિ કે એક અઝદાહ !"

"તું રાજાને મળી શકશે–ત્હારી સમજદારી, ત્હારી ખુબસુરતીથી તું તેને ત્હારી બાજુમાં સમજાવી લઈ શકશે." તેણે કાળાવાળા કીધા; મગર તેનાં કાકલુદી કરતા અવાજે તેણીને નરમ કરવાને બદલે તેણીનાં તેની તરફનાં તીરસ્કારને વધારી મુકયો.

"જાઓ–ગમે તો ત્હમેજ રાજાને મળ્યાં ભેટયા કરો !" તેણીએ જુસ્સાથી બાંગ મારી, "પણ યાદ રાખજો કે જો તે મરી

જશે તો તેના ખુની તરીકે હું ત્હમારી પાસેથી તેનાં ખુનનો બરા-
બર ઇન્તેકામ લઇશ."

તેણીએ તેણીનું મોઢું ફેરવી અને નાખ્યું શીઘ્રતાથી ત્યાં પડેલો
એક 'ક્લૉક' શરીર ઉપર નાખી લઇ ઓરડામાંથી બાહર પડી અને
કમાનમાંથી છુટેલાં તીર પેરે તે નાહના ઘરનો દાદર ઉતરી નીચે
રસ્તા ઉપર આવી અને એકાંતવાસ કે અંધારાંનો એક ઘડીભી
વિચાર કરવા થોભ્યા વિના, પોતે સઘળા રસ્તાઓથી બીલકુલ અજાણી
હતી તેનાં લેશ માત્રભી ભાન વગર, આંખ વિંચી યાહોમ આગળ
અને આગળ એક શીકારી કુત્રાનાં ઝનુન અને જોશથી ધસવા લાગી.

લીંઓ મોંપ્રાટ તે ઓરડામાં અવાચક જેવો એક પળ થોભ્યો,
પછી બાહર આવી ગાભરી આકળી પડેલી ગ્રેટચેનની માને મળ્યો.

"એ મ્હારી બેટી થાએ છે," અર્ધા ઉંઘનસી આદમી પેરે
આંખ ચોળી અવાચક જેવા થએલા તે બાપે કહ્યું "અને સુર્યોદય
થતાં તેણીનાં ભરથારને પેલા કીલ્લાનાં ચોગાણમાં મારી નાખવામાં
આવનાર છે."

ત્યાર પછી તેબી બાહર પડયો અને કશાભી ચોકકસ ઇરાદા
વગર રસ્તાની એક બાજુથી આગળ ચાલવા લાગ્યો. તે ઘણો ધાસ્તી
ખાઇ ગએલો દીસ્તો હતો અને રખે કોઈ તેનાં પગનો અવાજ પારખી
તેને પકડે કરી ઘણાં સંભાળથી ઝડપી મગર નરમ પગળાંઓ ભરતો હતો.

બીજા હાથ ઉપર નિનેટ, તેણીની અગન બળતી આંખોને
ખાલી હવામાં અદ્ધર ટીકેલી રાખી, ધબક ધબક ધ્રુજતાં જીગર સાથે
તે સીહા મધ્ય રાત્રે આગળ વધતી ગઇ. તેણી શું કરતી હતી
તેની તેણીને લેશ માત્રભી શુધ્ધી ન હતી. તેણીના મગજમાં ફક્ત

એકજ વિચાર રમતો હતો—તેનો ઇનસાફ કરનાર ન્યાયાધીશોને મળવું, તે પ્લોટમાં તેણીનોબી ભાગ હતો એવું તેઓને જણાવવું, તેની નિરદોષતા અને તેની તે કાવત્રામાં ભાગ લેવાની બાહદુરીભરી નાથી તેઓને વાકેફ કરવા. તે બીલકુલ દિવાનો હસી કાઢવા જોગ ખ્યાળ હતો, મગર તેને અમળમાં મુકવાનાં નકકી નિશ્ચયથીજ તે બહાર પડી હતી. એક જીવ ઉપર આપી ગએલી, હેતવંતી, મોહત સુધી સાચ્ચી અને વફાદાર અબળા શું નથી કરી શકતી? તેણી આગળ અને આગળ દુશમનનાં લશકર પેરે ધસ્તીજ ગઈ. વસ્તીવાળા રસ્તા ઉપર આવતાં તેણી તેણીવી ચાલ ધીમી કરી નાખતી અને એકાંત ગળી ગુંચીમાં આવતાં તે બેવડાં અને ત્રેવડાં જોશ અને જોસ્સાથી હાંફળી ફાંફળી થએલી દોડતી. તેણીને રસ્તાઓની કાંઇબી માહીતી ન હતી અને કોઇને પુછવાનીબી તે હીમ્મત કરતી નહિ. બોહમેર સાથની વાતચીત દરમ્યાન એક વખતે જાણી લેવાને તેણી સામર્થવાન થઇ હતી કે કેદીઓ માટેનો કીલ્લો તેઓનાં ઘરની દક્ષીણ બાજુએ આવેલો હતો. ફકટ તે આધારે એક જંગલી કુત્રાં મીસાલ દક્ષીણ બાજુને રસ્તો લેતી તેણી આગળ અને આગળ દોડી.

રાત ઘણી આગળ વહી ગએલી હતી. તેણીએ પાસેનાં દેવળનાં મીનારાનાં ઘડયાળમાંથી એક વાગતો સમજ્યો અને તેણીનું જીગર ધાસ્તીથી બધું ભરાઇ ગયું. સહવારનું પોહ ફાટતાં તો તેને મારી નાખવામાં આવનાર હતો. તેણી તેની આગળ જઇ શકશે કે? તેની તરફથી કાલાવાળા કરી હજીબી તેને તેણી બચાવી લેવાને ભાગ્યશાળી નિવડશે કે? આગળ, અને આગળ તેણી દોડી–ઉડી! બીહક અને પ્યારની લાગણીનાં પ્રતાપે તેણીનાં નબળા સુકોમળ પગને ગોયા પાંખ આવી ગઇ હતી.

તેણીનો ચેહરો સફેદ હતો. તેણીમાં બરપા થએલી ધૈર્યતા અને તેણીએ ખમેલાં અસખ્ય દુઃખની યાદે તે ઘણો કઠોર બન્યો હતો, તેને નિરદય મોહનની ગોદમાંથી છીનવી લેવો, નહિ તો તેનીજ સાથે ત્યાંને ત્યાંજ તેનાં મોહત સાથે તેણીનાં જીવનુ' બલીદાન આપવાનો તે બાળકીએ દ્રઢ વિચાર કર્યો હતો.

તેણી હજી ઘણી નબળી હતી, ફક્ટ બીછાણાં ઉપરજ તેણી બેસી શકતી હતી, તેથી હવે નબળાઇ બમણાં જોશથી કામ કરવા લાગી અને તેણીનાં પગોએ ફસડાઈ ફસડાઇ પડવા માંડયું. જો કે ઠેડ સુધી પુરતું ફકીવન ટકાવી રાખવા માટે તેણીનું બાળક હ્રદય પુરતું બાહદુર હતું, મગર તેણીનાં પગો થાકથી નબળા અને ધીમા પડતા ગયા અને તેણીના નાજુક શરીરનો બોજ ઉપાડી તેઓ ભારે મુસીબતે આગળ વધી શકયા. છતાં તેણી આગળ અને આગળ ધસી. તેની ધાસ્તીનો ખ્યાળ માત્ર તેણીની પાછળ હથતી રગોમાં જોશ, અને જોમ આણતો હતો—આકાશ ભણી નજર ફેંકી સહવારનું પોહ બોય ફાટશેની બીહકે તેણીનાં થાકી ફસડાઇ પડતા પગોમાં કુદરતી ઝડપ આવતી હતી અને એક થાકેલા, હાંફતા કુત્રા મીસાળ જીભ બાહર કાઢી તેણી દોડી.

"હું વખતસર પુગી શકશ કે?" તેણીએ વિચાર્યું અને એક બે અટકાવ દુઃખનાં, સુકકાં ડચકાંએ તેણીનાં આખ્ખાં પતલાં શરીને ધ્રુજવ્યું. તેણી જાણતી હતી કે હજી તેણી તેણીની ધારેલી જગાથી ઘણી દુર હતી.

એકાએક એક શાંત સાંકડી શેરીમાં તેણીએ એક ગાડીને ઉભેલી જોઇ. થાકેલો ઘોડો ઝુકતો ઉભેલો હતો. ગાડીવાન 'બોક્ષ' ઉપર ઘોરતો પડયો હતો. તેણી તેની નજદીક આવી.

"ફીલ્લ્સો ક્યાં આવ્યોછ તે મને જણાવશે, ભલા ગાડીવાન ?" તેણીએ થરથર ધ્રુજતી છાતીએ–દયાજનક અવાજે–પુછયું. "તે ઘણું દુર છે ?"

તે શખ્સે તેની ઉંઘનસી આંખો ચોળી તે કોમળ મુખકાંતીને અજાયબીથી નિહાળી.

"ચાલતા જવા માટે ઘણું દુર છે," તે બોલ્યો, "આવી જાઓની, ગાડીમાં ?"

તેણીની છાતીમાં તેની આગળ વખતસર નહિ પુગી વળવાની ધાસ્તીએ એકવાર ફરી તેણીને દીવાની બનાવી મેળી. તેણીએ તેણીની ગરીબાઇ ભણી કશું ધ્યાન આપ્યું નહિ–તે ગાડીવાળાને બાડું આપવાની શકિતમાં તેણી હતી નહિ તેનું તેણીને ભાણ રહ્યું નહિ અને સર્યાંમ જીવ ઉપર આવી ગઇ હોય તેમ એક પળબી ડગમગ્યા વગર તે તે ગાડીની અંદર એક કુદકા સમેત ચઢી બેઠી.

"મને જેમ બને તેમ જલ્દી ત્યાં લઈ જા !" તેણીએ હોકમ કર્યો અને તે માણસે તાબેદારીમાં ચાબકા ચમકાવી તે ઘોડાને ચચાર પગે દોડાવી મેલ્યો.

તેણી તે ગાડીની પોચ્ચી ગાદી ઉપર અધેલાઇ પડી -અને તેણીનાં મખમલી કરોમાં દુ:ખથી ગોયા ખસી ગએલાં માથાંને ધરી બેઠી. તેણીની આંખો એકજ નિશ્ચયથી ચમકતી હતી. તેણીનું મગજ ફકત તે વિચાર શીવાય બીજું કશું કામ કરતું ન હતું અને તેણીની છાતીમાં રખે પુર્વ ભણી એકાએક પોહ ફાટવાનો ઉજાશ પ્રગતી નીકળે તેની એખલીજ બીહક હતી.

"આખરે આપણે આવી પોંહચ્યાં," તે ગાડીવાને ગાડી થોભાવી કહયું. "મ્હારૂં ભાડું બે 'ડૉલર' થયુંછ, મેડમ" તેણીએ બીહકથી તે ગાડીવાનનુ કોશુ બોપ્યું અને પછી પૈસા શોધવા માટે ગજવામાં હાથ નાખ્યો.

"મ્હારી પાસે તો એકજ છે," તે આપતાં દબાએલા સાહદે તે બોલી. તે ગુસ્સાથી ઉછળ્યો; અને પછી બબડી ફફડી ગાળબોળ દેવા પડયો. તેણીએ તેની ઉપર કશું ધ્યાન આપ્યું નહિ. તેણી ગાડી માંથી એક કુડકા સમેત બાહર આવી અને ધાસ્તી તથા ખુશાલીની મીશ્ર લાગણીથી ચમકારા કરતી ચક્ષુઓ સાથે તે કીલ્લાનાં દાખલ થવાનાં મોટા દરવાજા આગળ ધસી ગઈ. ત્યાંનાં પોહરેગીરે તેણીને અટકાવી.

"એ કોણ છે રે?" તેનો ધાડો, ઘોઘારી અવાજ ત્યાંની શાંત હવાને ધ્રુજાવી રહયો. તેણી બીલકુલ આંધળી જેવી આગળ ચાલીજ ગઇ હતે, પણ "થોભ, નહિ તો ફોડુંછ!" ની ધાટકી બુમે તેણીને સાવધ કીધી અને તેણી થોભી ગઇ.

તેણી થોભી અને તેનાં ભણી કાકલુદી કરતી આંખોએ દીઠું. "ખોદાને ખાતર જરા મ્હારૂં સમજો!" તેણીએ આજીજી કીધી. "અંહી એક જણ છે—એક કેદી, જેને મોહતની સજા ફરમાવામાં આવેલી છે. તેને માટે હું કાંઇ એવી ખબર લાવી છું, કે જે તેનો જવાન જીવ જરૂર ઉગારશે. માટે તું મને વડા આગળ નહિ જવા દે?"

"આ વખતે? આ કલાકે? કોઇ ઘેલી છે—ઘેલી! ચાલ, રસ્તો પકડ. એમ મ્હારી ફરજ બજાવતી વખતે ત્હારી સાથે મને કોઇ વાત કરતો જોશે તો હું આપદામાં આવી પડશ. ચલાવ—બાજુ થા!"

"ઓ, થોભો! ખોદા તરફનાં પ્યાર ખાતર થોભો!" તેણીએ કોઇનુંબી દીલ ઉશકેરી મેળે એવા દયાજનક, તીણા અવાજે તે

ખવીસ દેખાવનાં સંત્રીને 'અપીલ' કીધી. "તું શું કહેછ તેનો વિચાર કર. ભાઇ તું એક માણસાઇ જીંદગી અને તે બી આતશ જેવી પવિત્ર અને નિરદોષનો ત્હારી નાથી ભોગ લેશે. સમજ કે એની જગાએ તુંજ હોતે તો છેલ્લી ઘડીએબી ત્હારા બચાવની બારી બીજા કોઇ મારફતે ખોલાતી અટકતી જોઇ તું શું કરતે? ઓ, ખ્યાળ કર. અને કમનસીબનાં અવતાર ઉપર દયા કર!"

ગમે તેબી તેની કોશેશો છતાં તે સંત્રીને બાતેનથી તે દયાજનક શબ્દો સમજી લાગી આવ્યું. તેને તેણી ભણી એક નરમ નજર ફેંકી.

"તુંને ને તેને શું સંબંધ છે?" તેણે પુછ્યું.

"હુ તેની મોહરદાર થાંઉંછ."

"હું ત્હારે માટે દલગીર છું, પણ હું કશુંબી કરી શકતો નથી. આએ એમ ત્હારી સાથે વાત કરવામાંબી જોખમ સમાએલો છે. ઉભી રેહ—હું તને જવા દેઉછ; કદાચ લેફ્તનન્ટ તને ત્હારા ભરથાર આગળ તેની સજા અમલમાં મુકાએ તે અગાઉ જવા દેશે."

એક પળ પછી નિનેટને તે કીલ્લામાં દાખલ કરવામાં આવી અને તેણીને એક સોલજરે ઘોભાડી. કે જેની મારફતે તેણીએ વડા ઉપર મોહત અને જીંદગી વચ્ચેની બાબદ વિષે તેની સાથે વાત કરવા માંગતી હતી એવો એક સંદેસો મોકલાવ્યો.

તે સંદેશો એક પછી એક દરેક ઓફીસરના કબજામાંથી પસાર થયો. દરેક જણાંએ પેહલાં એક સરખી અજાયબીથી તે નિહાળ્યો હતો, પણ પછી તેણીનો ખુબસુરત આજીજી કરતો ચેહરો જોઇ દયાથી પીગળી જઇ ઠેઠ વડા ઉપર પુગાડી દીધો.

તે ઝનુની દેખાવનો '૨૬ 'અવાજવાળો વડો તે ગભરાએલી અકળાએલી અબળા સનમુખ આવી ઉભો. આવા કવખને તેની શાંત ઉંઘમાં ખલલ નાંખનાર તે સુંદરી ભણી અજાયબી અને વખાણુથી તેને જોયું અને હજીનો તે કાંઇ બોલે યા તેણીને સવાલ પુછે તે અગાઉ તો તેણી તેનાં પગ ઉપર પડી, ગુંગળાએલા અવાજે આંખમાં આંસુઓ સાથે તેણીની કમનસીબ કાંહણી તેની આગળ રેડી દીધી.

તે સંગ દીલ વડો તે સમજીને એક બેઅદબ હસ્તું હસ્યો.

"તેની મોધરદાર તેં કહ્યુંની? વેલ, તેથી શું થયું? કાવત્રું તે આખર કરેને કાવતરુ તો ખરૂં કેની? તે ઉપરાંત સૌથી મુખ્ય ગુનાહ તો તેનો એ છે કે તેને એક વડા અમલદાર ઉપર હાથ ઉગામ્યોછ. ત્યારે હવે વધું 'અપીલ' જેવું રહેજ નહિ."

"અરે એનો ગુસ્સો ઉશકેરવા માટે કેવું મોટું કારણ આપવામાં આવ્યુંછ તે તહમે જરાબી જાણુના નથી," તેણીએ દુ:ખની એક ચીસ પાડી કહ્યું. "અરે તેને શું શું ખમ્યુંછ તે તહમને ખબર નથી અને તે સઘળું મ્હારે ખાતર છે, હું મુઇ અભાગણીથી એ સઘળું થએલું છે! ઓ,માટે, ખુદાની દયાનો ખ્યાલ કરી, તેની ખુની મને નાં બનાવો.

"યુ પ્રેટી ફુલ, એક માણુસની ખોટ માટે એટલુ બધું બીહવાનું શું કામ છે? એનાં કરતાં બમણાં સરસ જવાંનો દુન્યામાં પડેલા છે. ત્હારા એ જુન્ના વરને જઇને પડવા દે જેહાનમનાં ઉંડા ગારમાં; અને કોઇ બીજો નવો શોધી કાઢી તું ત્હારે મોજમાં માર્યા કરની?"

"અરે શું ત્હમારાં દીલમાં દયાનો એકપી છાંટો નથી?" તેણીએ ડચકું ખાઈ કહ્યું. "શું કશીપી ચીજ ત્હમારી લાગણી ઉશકેરી નથી શકતી? રાજા શહેરમાં પાછા ફરે તેટલો વખતપી તેની સજામાં ત્હમે ધીલ નહિ નાખશો? ઓહ, જો ત્હમને ગમે તો મને મારી નાખો, પણ તે બિચારા નિરદોષને ઉગારી લેઓ!"

"એમ કંઈ બને કે?" પત્થરનાં હૈયાના તે વડાએ કહ્યુ. "તું એટલી બધી ખુબસુરત છે કે હાલમાં ત્હારાથી મરી જવા-વાનું નથી."

તેણીએ અગાધ ધીક્કાર અને તીરસ્કારથી તે મરદ ભણી દીઠું. તેણીની આંખોમાં જવાળા પ્રજરતા હતા, જયારે તેણીનાં રોખ-સારાઓ ગરમીથી બધા લાલ લાલ અને ધમધમી આવ્યા હતા. તે દુ;ખની ઘડીએ તેણી તેણીનાં કપાલ અને ભવાં ઉપર દયાહીણ નામુરાદીનાં ચીરાઓનાં સબબે સાધારણ વખત કરતાં દશગણી ખુબ-સુરત લાગતી હતી,

"શું કશી ચીજ ત્હમારી ઉપર અસર કરી શકવાની નથી? શું કોઇપી લાલચ ત્હમને સમજાવી નથી શકવાની?"

"એકજ લાલચ અને તે એક ગરમ બોસો, મ્હારી મેના!" તે 'રશીઅને' તે સાધનહીણની નાચારીનો લાભ લઇ બીલકુલ નફ્ફટ અવાજે કહ્યું.

તેણી કંપારી સાથે પાછળ હથી ગઇ અને એક એવી તીણી દુઃખથી ભરેલી ચીસ પાડી કે જેને તે સમજી તે સઘળાનાં જીગર બારતી અને લાગણીથી ધ્રુજી રહયાં.

"આએ છોકરીની સંભાળમાં રહેજે," તે વડાએ કહ્યું; "સહ-વારનું પોહ ફાટવાનું શરૂ થઇ ચુકું છે. હવે મ્હારે જવું જોઇએ."

તેણી કશું ઉચ્ચારી કે કશી હીલચાલ કરી શકી નહિ, મગર ભોય ઉપર ઢગલો પુંજો થઇ પડી. આફતથી સરીયામ નાચાર બની રહેલી દુઃખથી બીલકુલ દીવાની જેવી બનેલી અભાગણી નિનેટ હવે પછી શું થનાર હતું તેનો નિકળી પડતાં જીગરે માથે હાથ દઇ ખ્યાલ કરતી બેઠી.

તે ભયંકર શાંતીમાં એકાએક કુચ કરતાં પગલાંઓ, 'મસ્કેટરી' નોં ગગડાત અને ધીમાં, ગંભીર સાહદે વાગતાં પદધમે તેણીને તેણીની બેભાનીમાંથી એકદમ બિદાર કીધી. તેણી એક કુદકો મારી ઉઠી અને બારીની બાહર એક નાહના સરઘસને કુચ કરતું જોઈ તેણી પત્થર થઇ ગઈ! તેણીનું લોહી થંભ થઇ ગયું, તેણીનાં આંખનાં ડોળાઓ બધા નિકળી પડયા, તેણીનાં ફીકકા કમતાકાત હોઠો બધા ઉડવા લાગ્યા.

તેણીએ તે જવાંન કે જે તેણીને તેણીનાં પ્રાણથીબી પ્યારો હતો તેને એક ધર્મગુરૂની બાજુમાં નીચી નજરે ધીમે અને મજબુત પગલે ચાલતો જોયો–તેની પાછળ ખભે બંદુક મારી બે જલ્લાદો ચાલતા હતા. એક ઉંઘાડા ચોગાનમાં તેઓ થોભ્યા. તેણીની ચીરાએલી આખોએ સઘળી હીલચાલો નિહાળી–તેણીનાં બેહરા સુના મારી ગએલા કાનો મારફતે દરેક અવાજ તેણીએ સમજ્યો. તેણીએ તેની આંખો ઉપર પાટા બધાતા જોયા, તેણીએ રૂપેરી તડકાંનાં ધીમાં કીરણો તેનાં ઉંઘાડાં માથાં અને સીધા, ટટાર આકાર ઉપર ગેલ ગમત કરી અથડતાં જોયાં; તેણીએ જોયું કે સીગ-નલની રાહ જોતા બંદુક એક સીધી હારમાં તેની તરફ ટાંકેલી રાખી એક ભુખ્યા વરૂ પેરે તપી રહેલા જલ્લાદો ઉભા હતા, જ્યારે તે ખુની દેખાવ ઉપર ગોયા તેમાં સમાએલા કરૂણારસ વેળા હાસ્ય

ફેલાવા માંગતો હોય તેમ ધીમે ધીમે ગરમ, રૂપેરી સુરજનો તડકો તેની ખુશનુમાં ચાદર ચોમેર પાંથરી રહયો હતો.

"થોભો—ઓહ, થોભો!"

તે ચીસ તેણીનાં હોઠો વાટે બાહર પડી અને બીજીજ ઘડીએ છુટા વાળ સાથ તેણી તે જગા ઉપર ધસી ગઇ—તેણીએ તેણીનાં કરો તેની ગરદન આજુબાજુ વિંટાળ્યા અને તેણીનું માથું તેની છાતી ઉપર નાંખી દીધું, જ્યારે બીજીજ ઘડીએ દીલ ધ્રુજાવી મેલે એવા ધુમધડાકાથી આજુબાજુની હવા ગાજી રહી અને કેટલીક પળો સુધી ધુમાડાનાં ધાડા ગોટેગોટામાં બીજાંઓની નજર આગળથી તેઓ બેમાલુમ થઈ ગયાં. બંદુક ફુટવાનાં ભયંકર કડાકાનો પડઘો નરમ પડી જતાં, બીજીજ પળે, બીજી બાજુથી એક માણુસનો હોકમ કરતો ઘોધારી સાહદ આવ્યો.

"થોભો-રાજાનાં નામથી થોભો!" એક સીપાઇએ તે જગા ઉપર ધસી આવતાં હાંફતાં હાંફતાં કહ્યું. "રાજાનું ફરમાન છે કે સજામાં ઢીલ નાખવી. હું વખતસર છેઉં કે?"

વડો આગળ આવ્યો અને ફીકકા ચેહરે અને ધ્રુજતા હાથોએ તેને રાજાનું ફરમાન હાથમાં લીધું "તહમે ઘણા માડા આવ્યાછો," તે નબળા અવાજે બોલ્યો. "સજા એક મીનીટ થયાંજ અમળમાં મુકી ચુકાઈ છે."

તેને તે રાજાના નોકરને હજી સુધી હવામાં અદ્ધર લટકતાં એક ધાડાં ધુમાડાનાં વાદળાંને આંગળી કરી દેખાડયું. તે એમ દેખાડતા હતો તેજ વખતે ત વાદળું ધીમ ધીમે નજરથી દુર થતું જતું હતું અને તે બીલકુલ દુર થઇ જતાં સઘળાંએ પાર વિનાનાં ઓચંબા સાથે એક જવાં મર્દનાં મજબુત આકારને તમામ ટટાર

પોતાની છાતી ઉપર એક અબળાનાં નાજુક આકારનાં વજન સાથે ધ્રુજતો ઉભેલો દીઠો !

તે પળે સઘળું ભુલી જવામાં આવ્યું અને તે જવાંન તેની છાતીનો હુંફાળો ટેકો લઈ પડેલા તે મુંગા, જીંદગી વગરનાં ખુબસુરત આકાર ભણી વાંકો વાળ્યો અને તેણીના ઠંડા, મુએલા જેવા રોખસારાઓ ઉપર ચુમીઓનો વરસાદ વરસાવી દીધો.

"તહમે તેને મારી નાખીછ !" ત્યાર પછી ભારે ખેદથી માથે તરાપો પર તરાપ મારી પીએર લરૂ બોલ્યો; "મ્હારા પ્યાર, મ્હારી પરણેતર, મ્હારી નિનેટ ! ત્હારી જીંદગીના ભોગે મ્હારૂં હવે આ જીવતર શા ખપનું છે ?"

"હશ !" એક અવાજે તેનાં કાન ઉપર પડી કહ્યું, "જો એ ખરેખરી મરી ગઇ હશે તો તે અમારી ગોળી કે બંદુકથી તો નહિ. કેમ જે બંદુક તો તદન ખાલી હતી !

× × ×

લીંઓ મોંપ્રાટે તેની જીંદગીમાં સૌથી પેહલવેહલું બાહદુરીનું કામ કર્યું હતું. તે પોતાને માથેનાં દરેક જોખમે, જીતીને પોતાનાં મુલકમાં પાછા ફરતા રાજાની શોધમાં ગયો અને કેટલીક આપદાઓ હોરી લઇ તે તે પ્રસ્યન રાજાની હાજરીમાં જવાને સમર્થવાન નિવડયો હતો, ત્યાં તેની આગળ જઇ પુગતાં તેને તેની દીકરી અને તેનાં ભરથારની બધી ગમખ્વાર કાંહણી કહી સમજાવી.

તે રાજા ઇનસાફનો એક ચુસ્ટ મીત્ર હોવાથી લીંઓને ઘણાં ધ્યાનથી સમજ્યો અને તે શખ્સની ધીરજ અને તે બાપડીની દુઃખ ખમવાની સહનશીળતા જાણી તેને તેનાં દીલમાં એટલું બધું લાગ્યું કે પોતે પીએરની બાબદની વધુ ઉંડાણથી તપાસ ચલાવે ત્યાં સુધી તેની સજાને અમળમાં મુકવાની ઢીલ કરવાનો એક તાકીદનો હોકમ

કર્યો; અને જોકે તે ફરમાન ઘણું મોડું બાહર પાડવામાં આવ્યું હતું છતાં મોટાં નસીબનો પીએર સહીસલામત બચી જવા પામ્યો હતો કેમજે ભલો ઓહમેર તેને થતો ગેરઇન્સાફ બીલકુલ તામોશ કરી શકયો નહતો અને તેનો ઇરાદો કોઇબી જોખમે અને કોઇબી ભોગે તે જવાંન બંદીવાનને ચાવીજ લેવાનો હોવાથી તે રાત્રે જલ્લાદોને ધુમ દારૂપાઇ તેઓની બંદુકમાંથી પાઉડર કાઢી લીધો હતો. નિનેટ તો માત્ર ઉપરાસાપરી બની ગએલા ગંભીર બનાવોની અસર હેથળ બેસુદ્ધ થઇ ગઇ હતી. પેલો કુર વડો તે રાજાનાં હોકમની સામે થઈ શકયો નહિ અને તેને ગુપચુપ સઘળું વગેજગે કરી નાખ્યું; પણ પેલા કમબખત વૉન બૅન્ડસ્ટેને તો જ્યારે જાણ્યું કે રાજા પોતે પીએર અને તેની જવાંન ધણયાણીની બાબદ બારીકીથી તપાસનાર હતો ત્યારે પોતાનું સઘળું ભોપાળું બાહાર પડી જશે કરી ગુપચુપ રાજીનામું આપી તે તેજ દીવસે બરલીન છોડી જતો રહયો.

ત્યારપછી જલદીજ લરની તપાસ રાજાએ ચલાવી. કોઈનીબી ગમે તેવીબી સમજાવટથી નહિ સમજનારો દ્રઢ મનનો તે રાજા, નિનેટની સમજાવટથી અને તેણીએ સહેવેલાં દુ:ખો જાણી મોમ મીસાળ પીગળી ગયો અને લડાઇ પુરી થતાં તેઓ પાસથી કાંઈ બી દંડ લીધા વિના તેઓને દેશ ઘેર સહીસલામત મોકલી આપવાનું તેઓને વચન આપ્યું.

હા! પ્રીય વાંચનાર, એકવાર ફરી તું પીએર લર અને તેની બચ્ચાં જેવી ભોલી મોહરદારને નિનેટ તેઓનાં સાદાં ગામડેનાં ઘરમાં સુખથી રાજ્ય ચલાવતાં જુએ છે! તેઓને માથેનાં વઘનનાં સઘળાં વાદળાંઓ વિખરાઈ ગયાં છે અને તેઓનાં સંસારમાં સુખનો આફતાબ પુર જોશથી ઝળકી રહયો છે. હવે સઘળે તેઓ સુખ, કરાર, આનંદ

અને આરામજ જુએ છે, એ ક્રૂર સરજતનો શીકાર થઇ વિખુટું પડેલું અને બેવડા હેતથી હવે એકત્ર થએલું તે સાદું, ગામડેનું જોડું.

અત્રેનું નવું સુખ તેઓને એટલું તો વાહલું અને કીંમતી લાગે છે કે જે તેઓ ખમી આવ્યાં હતાં તે તો માત્ર તેઓને થોડા કલાકનાં સ્વપનાં જેવું દીસે છે. જાણે પ્યારની પવિત્ર દુનિયાંમાં જીવવા આગાઉ કુદરતે તેઓની કસોટી કરવા માટે તેઓનો સંસાર થોડો ઘણો મીઠા કર્યો હતો એવું તે ભલું જોડું માને છે.

"હવે આપણને કશીબી ચીજ છુટી પાડી શકનાર નથી, વાહલા પ્યાર," એક ખુશનુમાં સાંહજે સોનેરી ચાદર પાથરી રહેલાં તેનાં બાપીકાં ખેતરમાં મગરૂરી અને ખુશાળીથી પોતાની મોહરદાર તરફ ફરતાં પીએર બોલ્યો. "જો મે ત્હારાંમાં વિશ્વાસ રાખ્યો હતે તો આપણને એટલું બધું કદીબી ખમવું પડતે નહિ; પણ હવે આટલું આટલું સોસ્યા ને ખમ્યા પછી મને તો એમ લાગેછ કે આએ આપણી બધી ખુશાલી ખુદ મોહતનાં ડાચાંમાંથી ખેંચી કાઢવામાં આવી છે."

"શું તેથી તે ખુશાળી બેવડી કીંમતી નથી, વાહલા?" તેનાં પાંસાંમાં જોશથી ભરાઇ તેણીનો કીરમજી થઇ આવેલો ચહેરો તે પહેલવાંન જેવા મરદની છાતીમાં છુપાવી તેણી બોલી.

જવાબમાં તેને તે વફાદાર પરણેતરનો મુખડો ઉપાડયો અને બધા લાલચોળ થઇ આવેલા તેણીનાં બંને રોખસાઓ ઉપર મોહબતની પવિત્ર ચુંમીઓ લઇ તેણીને ગુંગળાવી નાખી!

**સમાપ્ત.**